# ભારતધર્મ—સમીક્ષા.

કર્ત્તા

હકીમ રામલાલ રામનારાયણ

અને

સ્વામિ મુરારિદેવ.

(આર્યન લીટરેચર એન્ડ આઇટ ઈમ્પ્રુવીંગ ટ્રેક્ટ સોસાયટીના માલેક.)

મુંબઈ:

"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું.

સંવત્ ૧૯૬૧ સન ૧૯૦૪

મુલ્ય ૦।.

ॐ

# રા. રા. રામજી ભગવાનની હજૂરમાં

---

આપ વૈદિક આર્ય ધર્મના એક અનુયાયી અને પૂર્ણ આગ્રહી છો. વૈદિક ધર્મના પ્રચારને માટે સતત તન, મન, અને ધનથી પ્રયત્ન કરતા રહ્યા છો અને તેવો પ્રયત્ન કરનારને સહાયતા આપતા રહ્યા છો, આપે પ્રમાણિકપણે વ્યાપાર કરી પ્રજામાં વિશ્વાસ અને પ્રીતિ સંપાદન કરેલાં છે. આ અને આવાજ બીજા અનેક આપના સદ્‌ગુણોથી આકર્ષાઇને આ વૈદિક ધર્મ અને તેના ઇતિહાસ પ્રદર્શક ગ્રંથ કે જેને અમોએ આપને માટેજ સંપાદિત કરેલો છે તેને આપની હજૂરમાં મુકીએ છીએ, અને સર્વના ઇશ્વર એવા જગત્કર્તા પાસે ફરી પણ આવાજ ગ્રંથો આપને અર્પણ કરવાને ભાગ્યવાન્ થઇએ એવી પ્રાર્થના કરીએ છીયે.

આપના હિતાકાંક્ષી

હકીમ રામલાલ રામનારાયણ,

સ્વામિ મુરારિદેવ,

ગ્રંથકર્તાઓ.

મુંબઇ<br>
તા૦ ૭-૧૨-૧૯૦૪.<br>
કોટ ફ્રીયરરોડ નં. ૨૮.

# ભારતધર્મ-સમીક્ષા.

## પ્રકરણ ૧ લું.

પ્રિય વાંચક વૃંદ! આજે આપણે એવા વિષય ઉપર વિચાર કરીએ છીએ જે આપણી, આપણા દેશની અને આવતી પ્રજાની સાથે ઘણો ગાઢો સંબંધ ધરાવે છે. પાસ્ચાત્ય વિદ્વાનો પણ આ વાત સ્વીકારે છે કે, ભરતખંડમાં ઉન્નતિ અને સુધારાએ પહેલ વહેલો જન્મ લીધો હતો. ઇશ્વર-જ્ઞાન, પ્રજાનું ધોરણ, વનસ્પતિવિદ્યા, ખગોલશાસ્ત્ર, શારીરવિદ્યા અને પ્રજાકીય વહેવાર વગેરે ઘણી જ અગત્યની બાબતો પર જે આર્યોએ પોતાના વિચારો દર્શાવ્યા હતા, તેવી રીતનો દાખલો આપણને કોઇ પણ પ્રાચીન પ્રજામાં મળતો નથી. વધારે અજાયબીની વાત તો આ છે કે જ્યારે બીજી પ્રજાઓ પોતાના સુધારા વધારાને કોઇ બીજા દેશમાંથી મેળવેલો જણાવે છે ત્યારે આપણી અસલી પ્રજા બીજા કોઇ પણ દેશની ઉન્નતિને આભારી નથી. જે કાંઇ તેઓ શીખ્યા-જાણતા હતા તે સઘળું પોતાના જ ધર્મ અને જ્ઞાનના ભંડારરૂપ વેદો-માંથી તેઓને મળ્યું હતું. આસીરીઆ અને બાબીલન પોતાની કેળવણીને મિસર-ઇજીપ્ત દેશમાંથી લીધેલી માને છે, તેમજ ગ્રીસ-યુનાન પણ એ જ દેશને પોતાના ગુરુ તરીકે માન આપે છે. રોમ પોતાની ઉન્નતિના વૃક્ષનું બીજ ગ્રીસને ગણે છે. કારથેજ ટાયરને પોતાની માતા સ્વીકારે છે. અને યાહુદીઓ મિશરના ફરઉનના ગુલામ હતા. અને ત્યાંની જ કેળવણીથી પોતાની સલતનત પાછી પોતાના દેશમાં સ્થાપવાને સમર્થ થઇ શકયા એમ ટાલમ-ડમાં સ્પષ્ટ જણાવેલું છે. કોઇ પણ પ્રાચીન અથવા અર્વાચીન વિદ્વાને એવો વિચાર દર્શાવ્યો નથી કે આર્યોયે પોતાની ઉન્નતિના પાઠો અથવા પ્રિન્સીપલ્સ (Principles) કોઇ બીજી પ્રજાથી નકલ કીધા. બાયબલ જ્યારે સૃષ્ટિની ઉત્પત્તિને સાત હજાર વર્ષથી અને આદમના વીર્યથી થયેલી કહે છે ત્યારે તે જ બાયબલ માનનારા પિતાઓના વિદ્વાન્ પુત્રો એવી વિચિત્ર અને નવી સૃષ્ટિની ઉત્પત્તિને હસી કાઢે છે. અને આ સૃષ્ટિ લાખો વર્ષની છે એવા સેંકડો પ્રમાણો ભૂમિવિદ્યા અને ચિહ્નવિદ્યામાંથી ટાંકી બતાવે છે. પાશ્ચા-

ત્ય વિદ્વાનોની શોધખોળથી એવી વસ્તુઓ મિશર દેશમાં પૃથ્વીમાંથી ખોદી કાઢવામાં આવી છે કે જેઓમાંની કેટલીક ૧૧૦૦૦ વર્ષની ધારવામાં આવે છે. જ્યારે થોડીક છેક ૨૬૦૦૦ વર્ષની છે. (જુઓ Human Origins by Samuel Laing) મિશર દેશનો ઇતિહાસ મેનીથોએ આસરે સવા બે હજાર વર્ષપર અલેક્ઝાંદ્રિયાની લાયબ્રેરીના જૂના પુસ્તકો અને લેખોની મદદથી લખ્યો હતો. જેમાંનો મ્હોટો ભાગ નાશ પામ્યો છે પણ જે ભાગ હાલ મોજુદ છે તે સીકંદરની પૂર્વે ૫૫૦૦ વર્ષથી શરુ થયેલો છે. અને આ હીસાબથી તેનો ઇતિહાસ ૭૭૫૦ વર્ષથી શરુ થયેલો કહી શકાય. આ ઘણો અગત્યનો લેખ છે, જે બાયબલની સૃષ્ટિની ઉત્પત્તિને તદન વખોડી કાઢે છે. અને જો મેનીથોનું આખું પુસ્તક બાકી રહેતે તો વીશ, પચીશ અથવા ત્રીસ હજાર વર્ષનો આબેહુબ ઇતિહાસ અમારી નજરો સામે પ્રાચીન ઉન્નતિનું ચિત્ર દેખાડી આપવા સમર્થ થતે. હવે જો આપણે ચાલદીયાના લેખો તરફ આપણી દૃષ્ટિ નાંખીએ છીએ તો આપણને જણાય છે કે, ત્યાં ૪૩૨૦૦૦ વર્ષ સુધી દશ દિવ્યરૂપ મહારાજાઓએ રાજ્ય કીધું હતું જે પછી ૨૫૯૦૦૦ વર્ષો સુધી ચાલદીયામાં બીજા દેશના લોકોએ રાજ્ય કીધું. આ લેખોને આપણે માત્ર દંતકથા પ્રમાણે ગણીયે તોપણ સૃષ્ટિની ઉત્પત્તિ ઘણીજ પ્રાચીન છે એમ આપણને માનવું પડશે. હવે આપણે જ્યારે ઇતિહાસ વાંચીએ છીએ ત્યારે આપણને જણાય છે કે સરગુન પ્હેલો નામનો ચાલદીયાનો એક બળવાન રાજા ઇસ્વી સન પૂર્વે ૪૦૦૦ વર્ષ ઉપર થયો હતો અને તેના પણ ઘણાક કાલ પ્હેલાંથી ચાલ-ડીયન પ્રજા એક ઘણીજ સુધરેલી અને બળવાન્ પ્રજા હતી. એવી જ રીતે મિશરમાં ઇસ્વીસન પૂર્વે ૫૦૦૦ વર્ષ પ્હેલાં સુધારો મ્હોટી હદ સુધી પથરાયેલો હતો. આ બધા લેખોથી બાયબલની સૃષ્ટિની ઉત્પત્તિ કેટલી ખોટી અને ગડબડ ગોટાળાવાળી છે તે બરાબર માલમ પડી આવે છે. પાશ્ચાત્ય વિદ્વાનો જ્યારે વેદોના કેટલાએક ભાગોને ત્રણ અથવા ચાર હજાર વર્ષની અંદર લખાયેલા જણાવે છે, ત્યારે બાકીના ભાગને જૂનામાં જૂના લેખ તરીકે માન આપે છે. તે લોકોના આટલા પણ કબુલ કરવાથી આ વાત તો સિદ્ધ થાય છે કે મિશર અને ચાલડીયાથી પણ આપણી ઉન્નતિ પ્રથમ હતી. હવે તે ઉન્નતિ કેવા પ્રકારની હતી તે વિષે આપણે લગાર ધ્યાન આપીએ. પ્રથમ તેઓનું ઇશ્વર સંબંધી જ્ઞાન કેવું હતું તે વિષે નીચેના દાખલાઓથી આપણને સંતોષ થાય છે.

**विश्वानि देव सवितर्दुरितानि परासुव ।**
**यद्भद्रं तन्न आसुव ॥**

यजुर्वेद । अध्याय ३० मंत्र ३.

અર્થ—હે સત્યસ્વરૂપ, હે જ્ઞાનવાન્, હે સદા આનંદરૂપ, હે અનંત સામર્થ્યવાળા, હે પરમકૃપાળુ, હે અનંતવિદ્યાવાળા, હે વિજ્ઞાનવિદ્યાના દેવ હે પરમેશ્વર! આ સૂર્યાદિ સર્વ જગત્ અને વિદ્યાના પ્રકાશ કરનારા છે અને સર્વ આનંદ આપનારા છે. હે સર્વ જગતના ઉત્પન્ન કરતા, સર્વ શક્તિમાન્ અમારા સર્વ દુઃખોને અને દુષ્ટ ગુણોને કૃપા કરી અમારાથી દૂર કરો અને અમોને સર્વ પ્રકારે સુખ તથા કલ્યાણ આપો.

**यो भूतं च भव्यं च सर्वंयश्चाधितिष्ठति ॥**
**स्वर्यस्य च केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ १ ॥**
**यस्य भूमिः प्रमाऽन्तरिक्षमुतोदरम् ॥**
**दिवं यश्चक्रे मूर्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ २ ॥ .**
**यस्य सूर्यश्चक्षुश्चन्द्रमाश्च पुनर्णवः ॥**
**अग्निं यश्चक्र आस्यं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ ३ ॥**
**यस्य वातः प्राणापानौ चक्षुरङ्गिरसे ॥**

ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં જે થઇ ગયું, થશે અને થાય છે, તે બધાનો જાણનારો ઇશ્વર છે. તે સઘળા જગતને પોતાના જ્ઞાનથી રચે છે, પાલન કરે છે અને લય કરે છે, સંસારના સઘળા પદાર્થોનો સ્વામી છે. જેનું સ્વરૂપ સુખ છે અને જે મોક્ષને તથા વ્યવહારિક સુખને આપે છે, સર્વથી જ્યેષ્ટ એટલે મ્હોટો એવો જે પરમાત્મા છે, તેને અમે નમસ્કાર કરીએ છીએ. ઇશ્વરનું આવું ઉત્તમ જ્ઞાન તેઓ ધરાવતા હતા. જે લોકો વેદોને ઇશ્વરનાં બનાવેલાં નહીં પણ મનુષ્યની રચેલી ચોપડીઓ બતાવે છે અને પોતાનાં ધર્મ પુસ્તકોને ઇશ્વરનાં વાક્યો માને છે તેઓને અમે ફક્ત એટલું જ પુછીએ છીએ કે પોતાના ઇશ્વરી પુસ્તકોમાંથી આવા ઉંચા જ્ઞાનવાળા લેખો કે જેમાં ઇશ્વરના ગુણો સહિત પ્રાર્થના પણ હોય અને તે પણ આવી સ્પષ્ટ રીતે દર્શાવેલાં હોય તથા ભાવાર્થ એક કે બે આયતો અથવા ફકરાઓમાં જ આવી જતો હોય તે ટાંકી બતાવશે? એવી જ રીતે આપણે જ્યારે તેઓનાં પ્રજાના ધોરણ ઉપર દૃષ્ટિ નાંખીએ છીએ તો અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે તેઓ એક માણસને સર્વ સત્તાધિકારી નેમ-

વાની બીલકુલ વિરુદ્ધ હતા પણ રાષ્ટ્રિય સભા અને પ્રજાકીય મંડળોની સમતિથી જ રાજ્યનું બંધારણ કાયમ રહે છે એવું તેઓ સ્પષ્ટ રીતે જાણતા હતા. અને તેજ પ્રમાણે અમલમાં પણ મુકતા હતા.

यकासकौ शकुन्तिका हलगिति वञ्चति ॥
आहन्ति गभे पसो निगल्गलीति धारका ॥

य. अ. २३ मं. २२.

જ્યાં એક જ મનુષ્ય રાજ્યનો ધણી હોય અને પોતાની મરજીમાં આવે તેમ વર્તવાને શક્તિમાન્ હોય તે દેશમાં કલ્યાણ થતું નથી. હાલના કાલમાં પણ જે રાજ્યોમાં માંડલિક રાજ્યકારભાર અથવા જ્યાં પ્રજા સત્તાક રાજ્યબંધારણ છે તેઓ જ ઉન્નતિ કરતા માલમ પડ્યા છે. ઇંગ્લાંડ, ફ્રાંસ, જર્મની, જાપાન, યુનાઇટેડસ્ટેટસ અને ઇટાલી વગેરે રાજ્યોમાં ઉપર જણાવેલા રાજ્ય બંધારણોથી જ સુધારો આટલી હદ સુધી પહોંચી ગયો છે. હવે જો આપણે એવા દેશપર દૃષ્ટિ નાંખીએ છીએ કે જ્યાં એકજ માણસ સત્તાધિકારી છે તો આપણને જણાય છે કે એવા દેશોમાં દુઃખ, જુલમ, ઝનુન અને દરિદ્રતા અત્યંત દશા સુધી પહોંચેલાં છે. રશીયા, ટર્કી, ઇરાન, ચીન અને મોરોક્કોની સ્થિતિ ઘણી જ ખેદ ઉપજાવનારી છે અને એનું મૂળ કારણ એક જ મનુષ્ય જેમ પોતાની મરજીમાં આવે તે પ્રમાણે રાજ્ય કરવાનું ધોરણ છે. પ્રાચીનકાળમાં જે પ્રજાઓમાં કેળવણી ઘણી હતી તેઓનું પ્રજાકીય ધોરણ પણ માંડલિક અથવા પ્રજાસત્તાક હતું. એથેનસ, સ્પાર્ટા, થીબસ, રોમ, કાર્થેજ અને ટાયર પૃથ્વીમાં પ્રખ્યાતિ પામ્યાં તેનું કારણ પણ એજ હતું કે ત્યાંના રહેવાસીઓ એક મનુષ્યને કદી પણ એવી સત્તા આપતા નહોતા કે તે પોતાના જ કુટુંબના ફાયદા સારુ પ્રજાનો ભોગ આપે. જ્યાં એક જ મનુષ્ય સ્વતંત્ર હોય છે ત્યાં જો તે સારા ગુણોવાળો હોય તો દેશને સુખ આપે છે. પણ તે મનુષ્ય પછી તેના વારસો નબળા મનનાં અને વિષયી નીકળ્યા કે તે દેશની દુર્દશાનો શો પાર! સીકંદર મહાન્ નર હતો, પણ જે કાર્યો તેણે કીધાં હતાં તે તેની પછીના તેના તખ્તપર બેસનારાઓએ સદંતર નાશ કરી નાંખ્યાં હતાં. એવી જ રીતે અકબરની પછી ઔરંગજેબ જેવા ઝનુની અને કપટી વારસે મોગલ રાજ્યનું નખોદ વાળી દીધું. આ કારણથી આર્યો પોતાના રાજાઓને વિદ્વાનોની સભાની શીખામણથી રાજ્ય ચલાવવાને ફરજ પાડતા હતા. આર્યો વનસ્પતિવિદ્યા, ખગોળશાસ્ત્ર અને શારીરવિદ્યામાં નિપુણ હતા. તેને માટે એટલું જ કહેવું બસ

છે કે—ચરકસંહિતા નામના વૈદ્યક ગ્રન્થમાં ઘણી જાતની વનસ્પતિઓના ઉપયોગથી કેવી સંપૂર્ણ રીતે મનુષ્યોને ફાયદો થાય છે તેના અસંખ્ય દાખલાઓ આપેલા છે. ચરકસંહિતા એક ઘણું પ્રાચીન પુસ્તક છે. પણ તેની પહેલાં પણ વનસ્પતિવિદ્યા તથા વૈદ્યકના ઘણાં પુસ્તકો હતાં, એમાં લેશ પણ શક નથી. માત્ર આર્યો જ એ વિદ્યાથી વાકેફ હતા એમ નહી પણ દસ્યુ અને બીજી અનાર્ય જાતોએ પણ આર્યોથી એ વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. લંકામાં લક્ષ્મણને બાણ લાગવાથી મૂર્ચ્છા આવી ગઇ ત્યારે રાવણના સુષેણ નામના વૈદ્યે એવી ઓષધ—જડી બતાવી હતી કે જેના લગાડવાથી લક્ષ્મણ પાછા સાજા થયા. શોડષ—સોળ વિદ્યાઓમાં વૈદ્યક પણ એક વિદ્યા ગણાતી હતી, જેનો અભ્યાસ દરેક બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય ઘણી ઉલટથી કરતો હતો. પ્રાચીન કાળમાં મિસર, યુનાન અને રોમ દેશોના વિદ્વાનો પૃથ્વીને સ્થિર અને સૂર્યને પૃથ્વીની આસપાસ ફરતો માનતા હતા. ટોલમી નામના મિશરના મહા વિદ્વાન્ ખગોળવેત્તાએ એ જ થીયરીને—સિદ્ધાંતને આધારે પોતાનું ભૂમિવિદ્યાનું પુસ્તક લખ્યું અને તેનો જ મત યૂરોપમાં ચારસો વર્ષ પહેલાં સુધી ઘણી જ મક્કમ રીતે માનવામાં આવતો હતો. પણ ઇ. સ. ના પંદરમા સૈકામાં કેપલર, ગાલીલીઓ અને કોપરનીકસે એ મત કેવો અસત્ય છે એ બતાવી આપ્યું અને પૃથ્વી સૂર્યની આસપાસ અને પોતાની પરિધિમાં ફરે છે તથા આ બે ગતિઓને લીધે જ વર્ષ અને દિવસરાત્ર થાય છે એવું સિદ્ધ કરી આપ્યું. હાલના ગ્રેજ્યુએટો અને સાયન્સના વિદ્યાર્થીઓ આ શોધને યૂરોપીયન માને છે અને આર્યોને પણ જેમ બીજી પ્રાચીન પ્રજાઓ આ બાબતમાં ભૂલમાં હતી તેવી જ અંધકારની સ્થિતિમાં ગણે છે. કેટલી ખેદની વાત છે કે અમારા લાડુ ભટ બ્રાહ્મણો કે જેઓની એ ફરજ હતી કે વેદવિદ્યાને પ્રજામાં ફેલાવી સત્ય વિચારોને માર્ગે લોકોને લાવવા. પરંતુ તેઓ પોતે જ મૂર્ખ અને શૂદ્રોથી પણ અભણ સ્થિતિમાં આવી ગયા અને વેદ શું તે પોતે જ જાણતા નથી તો પછી બીજાને સમજાવે તે શું? હા, જો તમો કોઇ એવા લંબોદરજીને વેદ વિષે પૂછશો તો તેઓ ઘણી જ ગંભીર રીતે તમોને જણાવશે કે શ્રી સત્યનારાયણની કથા ઋગ્વેદમાં લખેલી છે. હવે જ્યારે આપણે પ્રાચીન આર્યોનો પૃથ્વી અને ગ્રહો વિષે શો વિચાર હતો તેની તરફ નજર કરીએ તો આપણી પૂરે પૂરી ખાતરી થાય છે કે જે વાત સાયન્સની હાલની શોધ ખોળથી સિદ્ધ થઇ છે, તેનું તેઓને હજારો વર્ષ પહેલાં સારી રીતે જ્ઞાન હતું.

**आयं गौः पृश्निरक्रमदसदन्मातरं पुरः ॥**
**पितरं च प्रयन्त्स्वः ॥**

य. अ. ३ मं. ६५.

અર્થ—ગૌ એટલે પૃથ્વી, સૂર્ય, ચંદ્ર વગેરે બધા લોકો-ગ્રહો પોતપોતાના પરિધિમાં અંતરિક્ષનાં મધ્યમાં ભ્રમણ કરે છે વગેરે.

**या गौर्वर्तनीं पर्येति निष्कृतं पयोदुहाना व्रतनीरवारतः ॥**
**सा प्रब्रुवाणा वरुणाय दाशुषे देवेभ्यो दाशद्धविषा विवस्वते ॥**

ऋ. अ. ८, अ. २ व. १ मं. १.

અર્થ—જે જે ગ્રહો છે તે તે પોતાની પરિધિમાં ભમે છે અને પૃથ્વી પોતાની કક્ષામાં સૂર્યની ચારે બાજુ ભમે છે. અર્થાત્ પરમાત્માએ જેને માટે જે માર્ગ નિર્માણ કરેલો છે, તે જ માર્ગે તે ભ્રમણ કરે છે વગેરે.

**त्वं सोम पितृभिः संविदानोऽनुद्यावां पृथिवीआततन्थ ॥**
**तस्मै त इन्द्रो हविषा विधेम वयं स्याम पतयो रयीणाम् ॥**

અર્થ—ચંદ્ર પૃથ્વીની ચારે બાજુએ ભમે છે અને કદી કદી સૂર્ય અને પૃથ્વીની વચમાં આવે છે વગેરે.

આર્યન સોસાઇટીમાં ચાર મ્હોટા વર્ગ હતા, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર. બ્રાહ્મણ શબ્દથી કદી પણ એવી મતલબ નહી હતી કે ફક્ત જેના માતા પિતા બ્રાહ્મણ વર્ણના હોય તે જ બ્રાહ્મણ થાય. પણ જે પઠન પાઠન કરાવે એટલે વેદોનો પોતે અભ્યાસ કરે અને બીજાઓને અભ્યાસ કરાવે તથા દાન દે અને બીજાઓને દાન આપે વગેરે ગુણો જે ધરાવતો હોય તે જ બ્રાહ્મણ કહેવાતો હતો. પછી તે કોઇ પણ વર્ણના માત પિતાનો છોકરો કેમ ન હોય.

**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैव शूद्रताम् ॥**
**क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥**

અર્થ—શુદ્ર બ્રાહ્મણ થઇ શકે છે તેમજ બ્રાહ્મણ શૂદ્ર થઇ જાય છે એવી જ રીતે ક્ષત્રિયથી અથવા વૈશ્યથી ઉત્પન્ન થયેલો વિદ્યાર્થી બ્રાહ્મણ થાય છે.

**सत्यं दानं क्षमा शीलमानृशंस्यं तपो घृणा ॥**
**दृश्यंते यत्र राजेंद्र स ब्राह्मण इति स्मृतः ॥**
**शूद्रयोनौ हि जातस्य सद्गुणानपतिष्ठतः ॥**
**वैश्यत्वं लभते ब्राह्मणक्षत्रियत्वं तथैव च ॥**

म. भा. प.॰ १.

અર્થ—સત્ય, દાન, ક્ષમા શીલ અને સુંદર સ્વભાવ એ ગુણો જેમાં હોય તે જ બ્રાહ્મણ છે એવું સ્મૃતિનું વચન છે, શૂદ્ર વર્ણમાં જન્મેલો સદ્‌ગુણને લીધે વૈશ્ય, ક્ષત્રિય અથવા બ્રાહ્મણ થઇ શકે છે.

**जातो व्यासस्तु कैवर्त्याः श्वपाक्यास्तु पराशरः ॥**
**बहवोऽन्येऽपि विप्रत्वं प्राप्तास्ते पूर्वमद्विजाः ॥**

અર્થ—હોડીવાળાની છોકરીને પેટે વ્યાસજી ઉત્પન્ન થયા હતા અને પરાશર ચંડાળની કન્યાના ગર્ભમાંથી જન્મ્યા હતા તથા બીજા પણ એવા જ ઘણાંક પૂર્વકાળમાં થયા હતા કે જેઓ શૂદ્રની સ્ત્રીમાં ઉત્પન્ન થયા છતાં સદ્‌ગુણ અને તપને લીધે બ્રાહ્મણ થઇ ગયા હતા.

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ॥**

गीता.

અર્થ–સૃષ્ટિમાં ચાર વર્ણો ગુણકર્મથી છે.

બ્રાહ્મણ એવા જ મનુષ્યને આર્યો કહેતા કે જેમાં સદ્‌ગુણ, વિદ્યા, શીલ, ક્ષમા વગેરે ગુણો હોય. આવા દુષ્ટોને નહીં કે જેઓ ભાંગ અને ગાંજાથી અવધૂત બની માલપુડા અને જલેબીઓનો રાક્ષસી આહાર કરી પોતાના દિવસો વિષયોમાં ગાળતા હોય. એવી રીતે ક્ષત્રિય એવા પુરુષને ગણવામાં આવતો હતો જે બીજી પ્રજાઓનો પોતાની હિમ્મત અને બાહુબળથી બચાવ કરતો અને જે રાજ્ય કારભાર બ્રાહ્મણો અને વિદ્વાનોની સંમતિથી ચલાવતો હતો. વૈશ્ય તેને કહેતા કે જે વેપાર રોજગાર તથા ખેતીવાડીથી દેશના દ્રવ્યોમાં વધારો કરતો અને જેઓ બીલકુલ મૂર્ખ અને અભણ હતા તથા પાણી ભરી, રસોઇ કરી તથા એવી જ જાતની હલકી ચાકરી કરી પોતાનું ગુજરાન કરતા હતા એવા માણસોને શૂદ્રો કહેતા હતા. હાલના સમયમાં જ્યારે ઘણાક શૂદ્ર માબાપને પેટે જન્મેલા પુરુષો વિદ્યાભ્યાસ કરી અથવા વેપાર કરી ઉંચી સ્થિતિયે પહોંચે છે ત્યારે ઘણાક બ્રાહ્મણો મૂર્ખ અભણ રહી પાણી ભરી અથવા રસોઇ કરી અતિ દરિદ્રતાથી પોતાનું પેટ ભરે છે. આવા શૂદ્ર સ્થિતિમાં આવેલાઓને બ્રાહ્મણ કહીએ અને વિદ્વાન્ તથા પૈસાદાર સ્થિતિના બીજા વર્ણના મહાપુરુષોને શૂદ્ર કહીએ, એ શું વેદ, સ્મૃતિ, આચાર અને ઇન્સાફની વિરુદ્ધ નથી?

ખરેખર પ્રાચીન આર્યોની સોસાઇટી કોઇ પણ ખામીવાળી નહીં હતી. પુરુષ અને સ્ત્રી બન્નેના હકો બરાબર હતા. સ્ત્રીઓ પણ પુરુષોની પેઠે વિદ્યાભ્યાસ કરતી હતી અને જેમ પુરુષોને પોતાની જ પસંદ કીધેલી સ્ત્રી

સાથે લગ્ન કરવાની છુટ હતી તેમ જ સ્ત્રી પણ પોતે જ ચુંટેલ પુરુષ સાથે પરણતી હતી. જેમ સ્ત્રીના મરણ પછી પુરુષને બીજી સ્ત્રી સાથે નિયોગ અથવા બીજો વિવાહ કરવાનો અધિકાર હતો તે જ પ્રમાણે સ્ત્રીઓને પણ હતો.

**नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।**
**पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥**

पराशरस्मृति.

અર્થ–જે સ્ત્રીનો પતિ નષ્ટ થઇ ગયો હોય, મરી ગયો હોય, ભીખ માંગતો હોય, નપુસંક હોય અથવા વેદમાર્ગમાંથી નીકળી ગયો હોય તે સ્ત્રીને બીજો વિવાહ કરવાનો અધિકાર છે.

**या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ॥**
**उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥**

मनुस्मृति.

અર્થ–જે સ્ત્રીનો પતિ મરી ગયો હોય અથવા દુર્ગુણને લીધે જેને ત્યાગ કીધો હોય તેવી સ્ત્રી બીજો પતિ કરે અને જે પુત્ર તે બીજા પતિથી ઉત્પન્ન કરે છે તે પૌનર્ભવ કહેવાય છે.

**अक्षता च क्षता चैव पुनर्भूः संस्कृता पुनः ॥**

याज्ञवल्क्यस्मृति.

અર્થ–જેનો પતિ મરી ગયો હોય અને તેની સાથે તેનો સંયોગ થયો હોય અથવા ન થયો હોય એવી સ્ત્રીએ અવશ્ય બીજો પતિ કરવો, આ વિવાહને સંસ્કૃતમાં પુનર્વિવાહ કહે છે.

## પ્રકરણ ૨ જું.

મહાભારતનું યુદ્ધ ભાઇઓના પરસ્પરના દ્વેષ અને ઇર્ષ્યાંથી થયું. પણ તેના ભયંકર પરિણામો આખા આર્યાવર્તને ભોગવવાં પડયાં. અમે અહીં તે યુદ્ધનું વર્ણન કરવાના નથી પણ તેનાથી જે વિપરીત પરિણામો નીપજ્યાં તેના પર થોડાક શબ્દો ટાંકીશું. આ સંગ્રામ એક એવો મહાન્ અને નાશ કરનારો હતો કે આના જેવો બીજો એક પણ થયો નથી. અઢાર અક્ષૌહિણી સૈન્ય એટલે કે ૨૭ લાખ માણસોના લશ્કરમાંથી ફક્ત દશ જ યોદ્ધાઓ બચ્યા. પાશ્ચાત્ય વિદ્વાનો અને વિદ્યાર્થીઓ તો આટલી મોટી

સંખ્યાના સૈન્યને માનવાને ના પાડે છે અને કહે છે કે આર્યાવર્તના લોકોને અલંકાર અને વધારા (exaggeratioa) સાથે લખવાની ટેવ જ છે, અને મહાભારતના ૨૭ લાખ યોદ્ધાઓ પણ ઇતિહાસકર્તાઓના ભેજામાંથી જ ઉત્પન્ન થયેલા છે. હવે આપણને જોવાનું છે કે મહાભારત પછી પણ આવા મોટાં સૈન્યો કોઇ સ્થળે એકઠાં થયા હતાં કે નહીં. જો એવા દાખલાઓ ઇતિહાસમાંથી આપણને મળે તો પછી મહાભારતના સંગ્રામના સૈન્યની મોટી સંખ્યા પણ સંભવિત છે એમ કહેવામાં કાંઇ હરકત નથી. આપણે જ્યારે ગ્રીસ અથવા યુનાનના ઇતિહાસને વાંચીએ છીએ ત્યારે આપણને જણાય છે કે જે વખતે ઝરકસીસે યુનાનપર ચહડાઇ કીધી તે વખતે તેની સેનામાં ૫૦ લાખ માણસો હતા. આ સંખ્યા યુનાનના જ જન્મેલા ઇતિહાસ કર્તાઓએ લખેલી છે. ઝનોફોન પોતાના રીટરીટ ઓફ ટેનથાઉઝડ (Retreat of ten thousand) નામના પુસ્તકમાં લખે છે કે સાયરસ પાટવી કુંવરની સામે તેનો ભાઇ આરટાઝરકસીશ લોંગી મેન્સ જે લશ્કર લાવ્યો હતો તેની સંખ્યા દશલાખ માણસોની હતી. મહાન સીકંદર અને ઇરાનના શાહ ડેરીયસ (દારા)ની વચ્ચે જ્યારે ગ્રેનીકસપર યુદ્ધ થયું ત્યારે ઇરાનનું લશ્કર નવ લાખ માણસોનું હતું. આરબેલાની લડાઇમાં પણ ડેરીયસ સાત લાખ યોદ્ધાઓને પોતાની કુમકે લાવ્યો હતો. તૈમુરલંગ અને બાયઝીદ ઇલદ્રીમ ટરકીના સુલતાનનો જ્યારે આંગરામાં સંગ્રામ થયો હતો તે વેળાએ તૈમુરના સાત લાખ કુશળ તાતારો બાયઝીદના ચાર લાખ જાની સારી (અર્થાત્ પ્રાણ આપનારા) તુર્કો સામે ધસ્યા હતા અને એ જ કુરુક્ષેત્રમાં એટલે પાણિપતમાં બે લાખ દુરાની ગીલઝઇ અને રોહીલાઓ ત્રણ લાખ મરાઠાઓ સામે રણમાં ઝીપલાવાને ઉતર્યા હતા. આના શિવાય બીજા પણ ઘણા દાખલાઓથી સિદ્ધ થાય છે કે મહાભારતમાંના રણના યોદ્ધાઓની સંખ્યામાં વધારો કરવામાં આવ્યો નથી. હવે દશ જ યોદ્ધાઓ આ લડાઇમાંથી બચ્યા એ પણ સંભવિત છે. કેમકે દુર્યોધન અને કૌરવોની યુધિષ્ઠિર અને પાંડવો પ્રત્યેની બેહદ ઇર્ષ્યા, તે સમયમાં એક લડવૈયાનું બીજા સામે દ્વંદ્વ યુદ્ધ કરવું અને બેઉ પક્ષોનું એમ જ સમજીને લડવું કે યશ અથવા મૃત્યુ શિવાય બીજો કોઇ તેઓને માટે માર્ગ જ નથી. આ સઘળા કારણો એવા હતા કે આટલા મોટા સૈન્યનું સદંતર નાશ થવું, એ અશકય વાત જણાતી નથી. ભીષ્મ, દ્રોણ, કર્ણ, શૈલ્ય, શકુની, ભૃગદંત, જયદ્રથ, દુઃશાસન, ભૂરીશ્રવા, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદ, વિરાટ અને તેઓના અસંખ્ય સૈન્યના નાશ થવાથી આર્યાવર્ત એક દિશાથી બીજી દિશા સુધી ક્ષત્રિયો

અને બ્રાહ્મણો વગરનું થઇ ગયું. માત્ર વૃદ્ધો, બાલકો અને સ્ત્રીઓ રહી ગયાં. વેદવિદ્યા તથા બાણુવિદ્યાના મોટા મોટા પંડિતો અને શૂરવીરો અલોપ—અદૃશ્ય થઇ ગયા. ૩૬ વર્ષ પછી જ્યારે પાંડવો અને શ્રીકૃષ્ણ આ મૃત્યુલોકને તજી ગયા ત્યારથી દેશ અધોગતિમાં આવવા લાગ્યો. હવે ક્ષત્રિયો વિદ્યાભ્યાસ કરવાનું તજવા લાગ્યા અને ધર્મના સઘળા સવાલોનો ફૂડચો માત્ર બ્રાહ્મણોનાં શબ્દોપર છોડવામાં આવ્યો. ક્ષત્રિયો પોતાનો વખત મોજ-શોખ, પરસ્પર વિરોધ અને મૃગયામાં જ ગાળતા અને ધર્મની સઘળી વ્યવસ્થા બ્રાહ્મણોના હાથમાં તેઓએ સોંપી દીધી. બ્રાહ્મણો હવે વેદપઠન પાઠન, હોમ અને સંન્યાસને એક કોરે મૂકીને સુંદર સુવર્ણ અને રુપાની પાલખીઓમાં બેસીને રાજ દરબારમાં પધારવા લાગ્યા અને મહારાજે જ્યારે રણવાસમાં મૃગનયનીઓની ટોળીમાં બીરાજમાન થતા ત્યારે બ્રાહ્મણો તેઓની વતી દરબારમાં નટોનું રહસ્ય જોઇ આનંદ પામતા. મહાભારતની પૂર્વે બ્રાહ્મણો વનમાં રહી તપ, હોમ અને વેદાભ્યાસ કરતા, શરીરપર જાડાં વસ્ત્રો પહેરતા અને કંદમૂલનો સૂક્ષ્મ આહાર કરતા. હવે તેઓના વંશજો આરસપહાણના સુંદર મહેલોમાં રહેવા, છત્રીશ જાતની વાનીઓ ખાવા અને શાલ તથા રેશમના વસ્ત્રો પેહેરવા લાગ્યા. લક્ષ્મી જ્યારે કુરીતિથી સંપન્ન થયેલી હોય ત્યારે અનેક જાતના કામવિકારો મનમાં ઉત્પન્ન કરે છે અને પૈસો હોય ત્યારે પોતાની મનોકામના તૃપ્ત કરવી સહેલ થઇ પડે છે. જ્યાં ધર્મગુરુઓ પોતે જ વિષયલંપટ હોય ત્યાં અન્યવર્ણની શી દશા? ખ્રિસ્તીઓના પોપો જ્યારે વિષયાધીન થયા ત્યારે તેઓએ પોતાના દુર્ગુણો છુપાવવા સારુ બાયબલનું પઠનપાઠન પાદરીઓ શિવાય બીજાઓને માટે બંધ કીધું, વિદ્યા સંપાદન કરવાનો હક માત્ર ધર્મગુરુઓને જ છે અન્યને નથી એ હુકમથી આખા યુરોપમાં અંધકાર થઇ ગયો. પોપો બાયબલના જેમ પોતાની મરજીમાં આવે તેમ અર્થો બીજા લોકોને સમજાવવા લાગ્યા. પોપો રાંડો સાથે ખુલી રીતે દુષ્ટતા કરતા અને જે પુત્ર પુત્રીઓ આવા કુકર્મથી થતાં તેમને પોતાનાં સ્વીકારવાને લેશ પણ અચકાતા નહીં.

આર્યાવર્તમાં પણ બ્રાહ્મણોએ વેદ ભણવાનો અધિકાર અન્યવર્ણને નથી એમ જાહેર કીધું અને જે વર્ણના માતા પિતાથી પુત્ર ઉત્પન્ન થયો હોય તે પણ તે જ વર્ણનો ગણાય એ શાસ્ત્રનું પ્રમાણ છે એમ સિદ્ધ કરવા લાગ્યા. અર્થાત્ ગુણ કર્મથી નહીં પણ જન્મથી જ વર્ણની વ્યવસ્થા તેઓએ રચી. પોતાના અત્યાચારોને વેદાનુકુલ ઠરાવવાને તેઓએ વેદોના ભાષ્યો પણ મહાનીચ અને કુટીલ રીતે કરવા શરુ કીધા અને બ્રાહ્મણોએ પોતે જ

જ્યારે વિષયલંપટ થઇને ધર્મની મર્યાદા ઓળંગી ત્યારે અન્યવર્ણોમાં કોણ એવો વિદ્વાન્ રહ્યો હતો જે તેઓનું ભોપાળું ઉઘાડે. આવા મહાદુષ્ટ બ્રાહ્મણો જેઓને રાક્ષસો કહેવા જોઇએ તેઓએ લિંગ અને ભગ શક્તિને ઉત્પત્તિનાં યન્ત્રો છે અને તેઓનું જ વર્ણન વેદોમાં છે એવું જાહેર કરી તેઓની મૂર્તિઓની પૂજા કરવાને મંદિરોની સ્થાપના કરી. અને દેવી અથવા મહાશક્તિ સૃષ્ટિનું મૂળ ઉપાદાન કારણ છે તથા તેની ઉપાસના મદ્ય, માંસ અને મૈથુનથી જ થઇ શકે છે, એમ સાબેત કરવાને અનેક ભ્રષ્ટ અને બિભિત્સ પુસ્તકો રચ્યાં. મહિધર નામના આવા જ એક રાક્ષસી વૃત્તિવાળા બ્રાહ્મણે તો વેદોના મંત્રો પણ લિંગ અને ભગના જ વર્ણનમાં છે એમ પોતાના ભાષ્યથી સિદ્ધ કીધું.

**माता च पिता च तेऽग्रं वृक्षस्य रोहतः ॥**
**प्रतिलामीति ते पिता गभे मुष्टिमतंसयत्**

य. अ. २३ प्र. २४

મહીધરનો અર્થ—આ મંત્રનો મહીધરે કરેલો અર્થ એટલો તો બિભત્સ છે કે, તેને અમે અસભ્યતાના ડરથી ગુજરાતીમાં પ્રસિદ્ધ કરી શકતા નથી. જેઓને તે અર્થ જાણવાની ખાયેસ હોય તેઓએ તે મંત્રનું મહીધરનું ભાષ્ય જોવું અથવા સ્વામી દયાનંદકૃત ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકાનું ૩૩૪ મું પૃ૦ જોવું.

સત્ય અર્થ—બધા પ્રાણીઓની પૃથ્વી અને વિદ્યા માતા સમાન માન અપાવનારી છે તથા સૂર્ય, વિદ્વાન્ અને પરમેશ્વર પિતા સમાન છે. કેમકે સૂર્ય પૃથ્વીના સઘળા પદાર્થોને પ્રકાશક અને વિજ્ઞાન દાનથી પંડિત અને પરમેશ્વર બધાનો પાલન કરનાર છે. આ બે કારણોથી વિદ્વાનો જીવોને નાના પ્રકારના સુખો પ્રાપ્ત કરી આપે છે. લક્ષ્મી રાજ્યનો અગ્રભાગ અને શિરસમાન છે. વિદ્યા અને ધન બેઉ મળીને જીવને શોભા અને રાજ્યને સુખ આપે છે. પ્રજા ગભ એટલે શક્તિ આપનારી છે અને રાજા મુષ્ટિ એટલે શક્તિ હરનારો છે, અર્થાત્ જ્યાં એક જ મનુષ્ય સર્વ અધિકાર ભોગવે છે ત્યાં તે પોતાના ફાયદા સારું પ્રજાનું ધન ખુંચવી લે છે. આ કારણને લીધે એક મનુષ્યને રાજા માનવો નહીં જોઇએ પરંતુ અધ્યક્ષ સહિત સભાની આજ્ઞામાં રહેવું જોઇએ.

આ સત્ય અર્થથી મહિધરનો અર્થ કેટલો વિરુદ્ધ છે. આમાંથી પ્રજા-વ્યવહાર અને રાજ્યવ્યવસ્થાનો ઉત્તમ પાઠ આપણને મળે છે. ત્યારે મહિ-

ધરના અર્થમાંથી કાંઇ પણ સુશિક્ષા મળતી નથી પરંતુ ઉલટું અનીતિનું દુઃશિક્ષણ મળે છે. મહિધરનો આ અર્થ બિભિત્સતા અને બેશરમીનો આબે-હુબ ચિત્ર છે કે જે કોકશાસ્ત્રને પણ અસભ્યતામાં એક કોરે મુકે એમ છે.

**मद्यं मांसं च मीनं च मुद्रा मैथुनमेव च ॥**
**एते पंच मकाराः स्युर्मोक्षदा हि युगे युगे ॥**

कालीतन्त्र ॥

અર્થ—દારુ, માંસ, માછલાં વડાં અને સ્ત્રીસંગ એ પાંચ મકારો દરેક યુગમાં મોક્ષ આપનારા છે.

**प्रवृत्ते भैरवीचक्रे सर्वे वर्णा द्विजातयः ॥**
**निवृत्ते भैरवीचक्रे सर्वे वर्णाः पृथक् पृथक् ॥**

कुलार्णव तन्त्र ॥

અર્થ—જ્યારે ભૈરવીચક્ર પ્રવૃત્ત થાય ત્યારે સઘળા વર્ણો દ્વિજવર્ણન થાય છે અને ભૈરવીકચક્ર નિવૃત્ત થયા પછી સઉ પોતપોતાનાં વર્ણનાં ગણાય છે.

**पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले ॥**
**उत्थाय च पुनः पीत्वा पुनर्जन्म न विद्यते ॥**

महानिर्वाणतन्त्र ॥

અર્થ—દારુ પી, પી અને ફરીથી પણ પી જ્યાં સુધી કે તું ભોંયપર પડી જા અને ઉઠીને પાછો પણ પી તો તું પુનર્જન્મના બંધનમાંથી મુક્ત થઇ જાઇશ.

પ્રિય વાચકો! આ તે ધર્મ કે ઘોર પાપ? વેદમત કે અસુરોને પણ શરમાવનારી નિર્લજ્જતા. પણ જ્યારે બ્રાહ્મણો જ કહેવા લાગ્યા કે આ બધું વેદાનુકૂળ છે અને બીજા વર્ણોમાં તો કોઇ વિદ્વાન્ હતો જ નહી કે તેઓની સામે થાય તો પછી અભણ અને ભોળા લોકો તેમ કરવાને અચકાય નહી તેમાં આશ્ચર્ય શું? વૈદિકમત તો ઘણો જ પ્રાચીન હતો અને ઘણાં કાળ પછી મહાભારતના યુદ્ધમાં જ્યારે હજારો વિદ્વાનો માર્યા ગયા અને વિદ્યા નાશ પામવા લાગી ત્યારે જ આવો ગડબડાધ્યાય આ દેશમાં ફેલાયો. પણ નવીન મતો અને ધર્મોનો ઇતિહાસ જો આપણે વાંચશું તો આપણને જણાશે કે ઘણાં થોડા કાળમાં જ તેઓમાં પણ ઘણા મોટા મોટા ફેરફારો થયા છે. ક્રિશ્ચ્યન મતને ૧૯૦૦ વર્ષ થયાં તેમાં પણ ઘણા ઘણા ચોંકાવનારા બનાવો બન્યા છે. મન્સરના આના-

બાપટીસ્ટો શું શાકતોથી ઘોર પાપમાં ઓછા હતા. કોઈ પણ પુરુષ બીજાની સ્ત્રી સાથે વ્યભિચાર કરવાને શક્તિમાન હતો. તેઓ પશુઓથી પણ કુટીલતામાં અધમ હતા. એક એક પુરુષ પચાસ પચાસ સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરતો અને જે કાંઇ તેઓ કરતા તેમાં બાઇબલ પ્રમાણ છે એમ બતાવતા. જો આપણે મુસલમાની ઇતિહાસ વાંચીયે છીયે તો તેમાંથી આપણને એવા અનેક દાખલાઓ મળે છે. હજરત મહમદ પેગંબર સાહેબને ૧૩૦૦ વર્ષ થયા તેટલામાં તો તેઓએ જે ઇસલામની વાયઝ કીધી હતી તેમાં બ્હોંતર અને ઘણાંકોના કહેવા પ્રમાણે ત્રણસો પચાસ પંથો થઇ પડયા છે. શીયા અને સુન્ની એઓએ એક બીજાને કાફેર રાવઝી કહીને ઇસ્લામમાં અંધેર કરી નાંખ્યું. અલહાકમ નામનો મિશરનો એક બાદશાહ અને ધર્મનો વડો એટલે ખલીફા એવો દાવો લેઇ બેઠો કે હું સાક્ષાત્ અલ્લાહનો અવતાર છું. અને તેણે હુકમ કીધો કે બધાઓએ મને સેજદો અથવા નમન કરવું. તેણે ૩૬૦૦૦ મૌલવીઓ અને વિદ્વાનોને ફક્ત એટલા જ કારણ માટે કે તેઓએ તેને સેજદો કરવાને ના પાડી હતી, ફાંસીએ લટકાવી દીધા અને બીજા ઘાતકી મોતોથી મારી નંખાવ્યા.

કુલોહુ અલ્લાહુ એહદ લમયલદ વલમયુલદ.

કુરાન.

અર્થ—અલ્લાહ એટલે પરમેશ્વર કહે છે કે હું એક છું, કોઇથી જન્મ્યો નથી અને મારાથી પણ કોઇ જન્મ્યો નથી વગેરે.

આવી સ્પષ્ટ આયતો હોવા છતાં કે જેમાં ઇશ્વર પોતે ફરમાવે છે કે હું એક, અજન્મો, અજર, અમર, નિરાકાર અને સર્વવ્યાપક છું. છતાં અલહાકેમ ઉલવહિયત, એટલે ઇશ્વરાવતારનો દાવો કરી બેઠો અને હજારો મનુષ્યો કે જેઓ એના દાવાની વિરુદ્ધ હતા તેઓને બેહસ્તમાં મોકલાવી દીધા. હમણાં પણ તેને માનનારાઓ લેબનાનના પહાડોમાં રહે છે અને તેઓ દ્રુસીસ કહેવાય છે. તેઓ નિમાજ, રોજા અને કુરાનનું પઠન પાઠન બીલકુલ કરતા નથી, માત્ર અલહાકિમ ઇશ્વરાવતાર છે એમ માનવાથી મુક્તિ થશે એ તેઓનો સિદ્ધાંત છે.

હસન સબા નામનો એક ખટપટી માણુસ ઇરાનમાં મલેકશાહ બાદશાહના વખતમાં આશરે આઠસો નવસો વર્ષ પહેલાં થઇ ગયો છે. અને તે શેખ ઉલજીબાલ એટલે પર્વતોનો વૃદ્ધ સરદાર (old man of the mountain) ને નામે પ્રખ્યાત હતો. તેણે પણ હું ઇશ્વરનો અવતાર છું

એવો દાવો કીધો અને જેઓ એની પછી પણ એની ગાદીપર આવશે તેઓમાં પણ ઇશ્વરનો અંશ થશે. એમ જાહેર કીધું. તેણે અલ તમુનત નામનાં કીલ્લામાં એક બેહસ્ત એટલે વૈકુંઠ બનાવ્યું. તેમાં મોટા મોટા મહેલો કોઇ સફેદ રૂપેરી રંગવાળા, કોઇ પીળા સુવર્ણના જેવા રંગવાળા અને કોઇ લાલ માણેક જેવા રંગના બનાવ્યા અને તેમાં સુંદર નારીઓને ઘણા જ ભપકાદાર પોશાકો પહેરાવીને રાખી, જાત જાતના ફુલ ફળનાં વૃક્ષો રોપાવ્યાં અને ભોંયમાં સુરંગોથી તેમાં જવાનો રસ્તો બનાવ્યો. જે કોઇ શિષ્ય તેની પ્રસન્નતા સંપાદન કરતો તેને ઘણીજ સ્વાદિષ્ટ શરાબ પીવરાવી બેશુદ્ધ કરી પહાડોના વિકટ રસ્તાઓપરથી લઇ જવામાં આવતો. જ્યારે તેને શુદ્ધ આવતી ત્યારે તેને કહેવામાં આવતું કે બેહસ્તની મંજલ એટલે મુસાફરીનાં આ સંકટો છે. પછી પાછી બેશુદ્ધ કરનારી દવાઓ પીવરાવી સુરંગોને રસ્તે રાત્રિને સમયે વૈકુંઠના દરવાજા સામે તેને લાવતા અને પાછો હુશિયાર કરી તેને ઉભો કરવામાં આવતો. હસન આ સમયે રાતા.સુશોભિત વસ્ત્રો પહેરી તેને સામે આવકાર દેવાને ખડો રહેતો અને ખુશ આમદી મોમીન' એટલે હે ધર્મના માનનાર ભલે પધાર્યા; એમ તે કેહતો શિષ્યને લાવનાર મનુષ્યો તેને હવે સમજણ પાડતા કે જો સાક્ષાત્ અલ્લાહ તાલા બેહસ્તમાં તને આમંત્રણ કરવાને ઉભેલા છે. પછી તેને અંદર લેઇ જવામાં આવતો જ્યાં દુધ જેવા રંગવાળી અને રૂપાળી મૃગનયનીઓ હાસ્યથી તેને વધાવી લેતી તથા હાવ ભાવ અને કટાક્ષથી તેને પોતાનો દાસ બનાવી લેતી. મધુર મદિરા, સ્વાદિષ્ટ વાનીઓ, અગણિત રંગબેરંગી દીવાઓ, ચળકતા ઝળકતા મહેલો, ફુલોની ઇંદ્રિયોને સિથિલ કરનારી સુગંધ, ફુવારામાંથી રંગબેરંગી પાણીનું જોરથી ઉછળવું આ સઘળાથી તે બીચારાપર એવી અસર થતી કે હું બહેસ્તમાં જ છું અને આ સુંદરીઓ કુરાનમાં વર્ણવેલી હુરો છે, એમ તે માનતો. પરોઢીયા પહેલાંજ તેને કોઇ સુંદરી હસ્તે મુખડે પોતાના નાજુક હાથથી અતિ સ્વાદિષ્ટ અને સુગંધી સરબત આપતી જે પીતાંજ તે બેશુદ્ધ થઇ જતો. એટલે તેને ઉઠાવીને સુરંગની વાટે બ્હાર કાઢી જ્યાંથી તેને લાવ્યા હતા ત્યાં પહોંચાડી દેતા. જ્યારે તેને ભાન આવતું ત્યારે વૈકુંઠની સુખી સ્થિતિનું સ્મરણ કરી તે પોતાનું માથું કુટતો ગુરુ પાસે જતો અને ઘણી જ દીનતાથી વૈકુંઠમાં પહોંચાડી દેવા માટે વિનંતિ કરતો. ત્યારે ઇમામ એટલે ગુરુ ફરમાવતો કે ગુરુને પ્રસન્ન કરો કે જેથી આ દેહસહિત જ વૈકુંઠનો વૈભવ પાછા ભોગવી શકો મરણ પછી તો ફક્ત તમારો આત્મા જ સુક્ષ્મ શરીરમાં ત્યાં જવાનો

આમ કહેવાથી તે શિષ્ય ગુરુનું કેવું પણ કઠણ કામ કરવાને અચકાતો નહી. હસન અને તેની ગાદીપર બેસનારાઓએ આ કપટથી લાખો માણસોને પોતાના શિષ્યો બનાવ્યા. જો કોઇ પણ વિદ્વાન્ તેઓની વિરુદ્ધ કાંઇ પણ બોલતો તો તરતજ ગુરુના હુકમથી એકાદ શિષ્ય તેને મારી નાંખવાને જરા પણ બ્હીતો નહી. હજારો વિદ્વાનો અને આલેમ મોલવીઓને આ રાક્ષસોએ મારી નાંખ્યા હતા અને પશ્ચિમ એશીયામાં તેઓની ધાક એવી તો જબરી હતી કે મ્હોટા મ્હોટા સુલતાનો પણ તેઓથી ડરતા હતા. પોતાનું કાર્ય સિદ્ધ કરવાને તેઓ પણ કુરાનનુંજ પ્રમાણ આપતા અને પોતાના મ્હોટા શિષ્યોને વિચિત્ર નામો જેવાં કે કોહતુર, કોહસીના, નુરેમોઅલા એટલે તુરનો પર્વત, સીનાનો પર્વત, પ્રકાશક વગેરેનાં ટાઇટલો આપી પ્રસન્ન કરતા. ત્રણસો વર્ષ સુધી આ દુષ્ટ લોકો કુરાનને પ્રમાણ રાખી જીવહત્યા, કપટ અને સ્ત્રીલંપટપણું કરતા રહ્યા. આખરે જ્યારે હુલાકુખાન જેવા ઝનુની સરદારે પોતાના અસંખ્ય ક્રુર મોગલ સૈન્યથી તેઓનો સદંતર નાશ કીધો ત્યારેજ સિરિયા અને ઇરાન દેશને દમ લેવાની ફુરસત મળી. ભરતખંડમાં પણ વામમાર્ગીઓએ સેંકડો વર્ષો સુધી આવોજ સજ્જડ ઉત્પાત કરી મુકયો હતો. વેદોના બિભિત્સ ભાષ્યોથી અને અનેક ગપાષ્ટગ્રન્થોથી સત્ય શું છે એનો નિર્ણય કરવાનું કામ બહુજ કઠણ થઇ પડયું. ૨૫૦૦ વર્ષ પહેલાં કપીલવસ્તુ નામના નગરમાં જે હાલના ગોરખપુર જીલ્લામાં આવેલું છે, એક બાલકનો જન્મ થયો જે આ દુષ્ટોને મૃત્યુના દૂત જેવો થઇ પડયો. આ પુત્રનો જન્મ રાજાને ત્યાં થયો હતો અને તેને ઘણીજ સંભાળથી ઉછેરવામાં આવ્યો હતો. એ સ્વભાવે ઘણોજ વિચાર કરનારો હતો અને જેમ જેમ તે મોટો થતો ગયો અને વામમાર્ગીઓનાં દુષ્ટ આચરણો તેના જોવામાં આવ્યાં. અને તેઓનું વેદોનું પ્રમાણ આપવું સાંભળ્યું કે તેના મનમાં આવા મત અને તેના અનુયાયીઓ તરફ ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થયો. આ રાજપુત્રનું નામ શાકયસિંહ અથવા શાકયમુની હતું. અને પાછળથી તે ગૌતમબુધને નામે પ્રખ્યાત થયો. અમે કાંઇ તેનું જીવનચરિત્ર લખતા નથી. પણ માત્ર એટલુંજ લખીશું કે રાજપાટ, પ્રિય સ્ત્રી અને પુત્ર ત્યજી આ મહાનર વિદ્યાભ્યાસ કરવાને ઘણાં મઠોમાં ફર્યો, ઘણાં ઘણાં કઠણ તપો કીધાં પણ કોઇ પણ રીતે તેને શાંતિ વળી નહીં. ઉંડા વિચાર પછી તેણે જાહેર કીધું કે પ્રકૃતિ અને જીવો અનાદિ છે. જીવ પોતાનાંજ કર્મોથી દુઃખ અને સુખ ભોગવે છે. તેને સુખ અથવા દંડ આપનાર તેનાં કર્મોજ છે અને જ્યારે કર્મોનાં બંધનથી જીવ મુક્ત થાય છે ત્યારે નિર્વાણ એટલે આનંદને પ્રાપ્ત થાય છે. સુકર્મ કરવું, હિંસા

કરવી નહીં, વામમાર્ગીએ જે કાંઇ પશુવધ હોમ વગેરે કરતા હતા તે ન કરવું. પરસ્પર મિત્રતા રાખવી આ બુધના મતના મુખ્ય સિદ્ધાંતો હતા. પ્રજા પણ શાક્ત લોકોના કુકર્મોથી એટલી કંટાળી ગઇ હતી કે, બુધદેવનો મત થોડા જ સમયમાં આર્યાવર્ત, ચીન, જાપાન અને બ્રહ્મદેશમાં ફેલાઇ ગયો. અને કેટલાક કાળ સુધી સર્વત્ર શાંતિ પથરાઇ ગઇ. પણ પાછળથી બુધધર્મના સાધુઓ પણ લોભી થવા લાગ્યા અને તેની જ એક શાખાથી જૈનમત સ્થાપન થયો. ઘણાક વળી તદન નાસ્તિક વિદ્વાનોએ નિર્વાણ જેવું કાંઇ નથી જે કાંઇ છે તે આજ જગત્ છે એમ સિદ્ધ કરવાનો પરિશ્રમ શરૂ કીધો. ચાર્વાક નામના નાસ્તિકના વચનો હતાં કે—પરલોક, સ્વર્ગ, નરક પૂનર્જન્મ વગેરે કાંઇપણ નથી જે કાંઇ છે તે આજ લોકમાં છે.

यावज्जीवं सुखं तिष्ठ नास्ति मृत्योरगोचरः ॥
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥

અર્થ—કોઇ પણ પ્રાણી મૃત્યુથી રહિત નથી અર્થાત્ બધાને મરવું છે માટે જ્યાં સુધી જીવ શરીરમાં છે ત્યાં સુધી સુખથી રહેવું. મરણ પછી શરીર ભસ્મ થઇ જાય છે. ફરીથી સંસારમાં આવવું નથી માટે આનંદમાં જ રહેવું વગેરે.

બુધધર્મથી જે જૈનમત નીકળ્યો તેણે પણ જીવ અને પ્રકૃતિને અનાદિ માન્યા અને કર્મના બંધનથી મુક્ત થવાથી મનુષ્ય મોક્ષને પામે છે એમ તેઓએ સ્વીકાર્યું. તેઓ પોતાના ચોવીશ આચાર્યો એટલે તીર્થંકરોને મોક્ષ સ્થિથિમાં છે એમ માની તેઓની ધ્યાનાવસ્થિત હાલતની મૂર્તિઓ બનાવીને પુજવા લાગ્યા. લગભગ આખા આંર્યાવર્તમાં આ જૈનમતનો પ્રચાર થઇ ગયો. તે જ સમયમાં બે હજાર વર્ષ ઉપર દ્રાવિડ દેશમાં શંકરાચાર્ય ઉત્પન્ન થયા. શાસ્ત્રોનો અભ્યાસ કરવા પછી તેઓને વિચાર થયો કે સત્ય વેદધર્મનો વામમાર્ગ અને જૈનમતથી નાશ થયો છે તેને પાછો કોઇ પણ પ્રકારે સજીવન કરવો જોઇએ. તેઓ ઉજ્જેન નગરીના સુધન્વા રાજા પાસે ગયા અને કહ્યું કે આપ વિદ્વાન્ છો અને વિદ્વાનો સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરે છે. માટે મારી સાથે જૈન પંડિતોનો શાસ્ત્રાર્થ કરાવી કયો ધર્મ સત્ય છે એનો નિર્ણય કરાવશો તો મોટા યશને પામશો. સુધન્વાએ આ વાત માન્ય રાખી અને જૈન સાધુઓની એક મોટી સભા બોલાવી. જૈનો એવું કહેતા હતા કે સૃષ્ટિનો કર્તા અનાદિ ઇશ્વર કોઇ છે જ નહીં. જગત્ અને જીવ અનાદિ છે તેઓની ઉત્પત્તિ કે નાશ નથી. આની વિરુદ્ધ શંકરાચાર્યનો સિદ્ધાંત હતો કે—અનાદિ સિદ્ધ પરમાત્મા જ જગતનો

કર્તા છે. જગત્ અને જીવ મિથ્યા છે. પરમેશ્વરે તેઓને પોતાની માયાથી બનાવ્યા છે. તે જ ધારણ-પાલન અને પ્રલય કરે છે અને પરમેશ્વર જ આ જગતરૂપ સઘળી લીલા કરે છે. કેટલાએક દિવસો સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો યુક્તિ અને પ્રમાણોથી જૈનમતનું ખંડન અને શંકરાચાર્યના મતનું મંડન-સ્થાપન થયું. રાજા સુધન્વાએ અને હજારો જૈન પંડિતોએ જૈન ધર્મનો ત્યાગ કીધો. આ પ્રમાણે શંકરાચાર્યે આખા ભરતખંડમાં ભ્રમણ કરી જૈની આચાર્યોને હરાવ્યા અને વેદમતનું સ્થાપન કીધું. શંકરાચાર્યને બત્રીશ વર્ષની વયમાં એ કપટી જૈનીઓએ ઝેર દીધું જેથી તેઓનું છ માસ પછી મરણ થયું. પણ તેઓએ જે જબરદસ્ત હાર જૈનીઓને આપી હતી તેથી તેઓ પાછા કોઇ પણ વખતે ઉઠી શકયા નહીં. અને આજે હિંદુસ્તાનની ૩૫ કરોડની વસ્તીમાં તેઓની સંખ્યા માંડ પચીસ લાખની હશે. શંકરાચાર્ય એક મહાન્ પુરુષ હતા અને તેઓએ જે મોટી સેવા વેદમત ફરીથી સ્થાપન કરવામાં કરી છે. તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે. આર્યબંધુઓની ફરજ છે કે તેઓને ઘણાજ માનથી યાદ કરવા. કેટલીક બાબતોમાં તેઓએ પોતાના સિદ્ધાંતોના અર્થો વિરુદ્ધ રીતે કીધા છે પણ જો આપણે તે સમયપર અને કેવા શત્રુઓ સામે લડત ચલાવી તેઓએ જય મેળવ્યો હતો તેનો વિચાર કરીએ તો આપણને કહેવું પડે છે કે આમાં તેઓનો દોષ નહી હતો. અમે તો તેઓને પ્રીતિથી જ જોઇશું અને આશા છે કે વેદધર્મને માટે તેઓએ પોતાનો પ્રાણ અર્પણ કીધો તે માટે સઘળા આર્યબંધુઓ તેઓનો આભાર માનવાને અચકાશે નહી અને તેઓ એક મહાત્મા હતા એમ કહેશે.

## પ્રકરણ ૩ જું.

શંકરાચાર્ય પછી તેમના શિષ્યો કેટલાક સમય સુધી વૈદિકમત પ્રચાર કરવામાં રોકાયા હતા. પણ દેશની અવસ્થા ઘણી અધમ હતી વિદ્યાભ્યાસનો શોખ રહ્યો ન હતો. અને સેંકડો વર્ષોથી વામમાર્ગીઓ અને જૈનીઓએ જે મૂર્તિપૂજાનું ચેટક પ્રજામાં ફેલાવ્યું હતું તેનો અસર વિદ્યા ન હોવાથી નીકળવો મહા મુશ્કેલ હતો. ફક્ત મંદિરમાં જઇ પાષાણના દર્શન કરવાં એ કલ્યાણ અને સુકર્મનો એવો સ્હેલો માર્ગ બતાવવામાં આવ્યો હતો કે અભણ પ્રજામાં તે ઘણો જ પ્રિય થઇ પડયો હતો. વળી આ પ્રમાણે ધર્મના

વેપારથી મંદિરો મ્હોટી મ્હોટી પેઢીઓ જેવાં થઇ પડ્યાં હતાં અને મહંતો તથા ગુરુઓ લાખો રૂપયા અને બ્હોળી મીલકતોનાં ધણી થઇ બેઠા હતા. શંકરાચાર્યે આર્યાવર્તની ચારે દિશાએ એક એક સ્થાન સ્થાપી પોતાના શિષ્યોને રાખ્યા હતા. તેઓનો અભિપ્રાય માત્ર જૈનીઓ અને વામમાર્ગીઓને તોડવાનો હતો. પણ જ્યારે તેના શિષ્યોએ બીજા મતવાળાઓ આવા પાખંડથી કેવા શ્રીમંત થઇ બેઠા છે એમ જોયું ત્યારે તેઓએ પણ આવા સુવર્ણભંડારની લૂટમાંથી અલગા કેમ રહેવું એવો ઠરાવ કીધો અને વામમાર્ગીઓ જ્યારે શક્તિ કે દેવીની ઉપાસના કરતા હતા ત્યારે આ લોકો શંકર અથવા શિવની પૂજા કરવા લાગ્યા અને લિંગના ચિહ્નના મંદિરોની સ્થાપના કરી લોકોને પોતાના શિષ્યો બનાવવા લાગ્યા અને આવી રીતનો ગડબડાધ્યાય પાછો શરુ થયો. વામમાર્ગીઓ, જૈનો અને નાસ્તિકો તો વેદોને બીલકુલ માનતા હતાજ નહી પણ શંકરાચાર્યના વેદાંતમતના અનુયાયિઓ વેદો, સ્મૃતિઓ અને શાસ્ત્રોને પ્રમાણ ગણી પાષાણની પૂજા કરતા હતા. આજ સમયમાં ઘણાંક પુરાણો પણ રચાયાં. શાક્તપંડિતોએ દેવી પુરાણ, શંકર મતવાળાઓએ શિવપુરાણ, વૈષ્ણવોએ વિષ્ણુપુરાણ વગેરે પુરાણો બનાવ્યાં અને તેના કર્તા વ્યાસ મહારાજને ઠોકી બેસાડ્યા. આ સમય આર્યાવર્તને માટે ઘણો અનુકુલ નહી હતો. તો પણ જે દુરાચરણો વામમાર્ગીઓના વખતમાં હતા તે ખુલ્લે ખુલ્લાં જોવામાં નહી આવતાં હતાં. મહાત્મા બુધે તેઓનું જોર પૂરતી રીતે તોડી નાખ્યું હતું અને તેઓ હવે પોતાના કુટિલ કર્મો ઘણી છુપી રીતે કરતા હતા. બુધ પછી જૈનીઓએ અને અને ચાર્વાકે જે નાસ્તિકપણું ફેલાવ્યું હતું તે શંકરાચાર્યના પરાક્રમોથી અર્ધ મુવેલી સ્થિતિમાં પહોંચી ગયું હતું. પણ અવિદ્યા અને લોભી ગુરુઓને લીધે મૂર્તિપૂજાની જાળમાં પ્રજા સપડાઇ ગઇ હતી. અને જ્યાંસૂધી વેદોનો અભ્યાસ પબ્લીકમાં—જાહેરમાં થાય નહી ત્યાંસૂધી આ વાત દૂર થવી કઠણ હતી. તોપણ આટલું તો આપણને કહેવું પડશે કે આ વખતમાં વિક્રમાદિત્ય અને ભોજ જેવા મહાન્ મહારાજાઓ અને કાલીદાસ તથા ભવભૂતિ જેવા જગ પ્રસિદ્ધ કવિઓ થયા તે પણ કાંઇ ઓછી વાત નથી. હવે પછીનો સમય એવો આવ્યો કે જે થોડી ઘણી વિદ્યા હતી તે પણ નાશ પામી ગઇ. કુસંપે જન્મ લીધો. ઇર્ષ્યા, દ્વેષ અને એકલપેટાપણાએ ગામ ગામમાં દ્રોહ ફેલાવી દીધો. રાજાઓ એક બીજાનો નાશ કરવાને પારકા લોકોની મદદ માંગવા લાગ્યા અને આર્યોના કબ્જામાંથી હવે આ દેશના રાજ્યનું જતું રહેવું તેઓનાં કુકર્મો અને નાલાયકીના પરિણામે આવશ્યક

જેવું થઈ પડયું. તેઓની પડોસના ઇરાન દેશમાં પણ જરાથોસ્તના ફરમાનોનો અનાદર થવા લાગ્યો હતો. ત્યાં પણ મઝદક નામના એક દુષ્ટે વામમાર્ગ જેવો જ મઝદકી પંથ ફેલાવ્યો હતો. વિવાહ, લગ્ન અને લોહીનો સંબંધ તેણે કાઢી નાંખ્યો અને અધમ પશુઓ જેમ પોતામાં પરસ્પર નરનારીનો વ્યહાવર રાખે છે તેમ મનુષ્યોને કરવાને કહ્યું અને દેશની અધોગતિ તથા પરતંત્રતાના બીજો રોપ્યાં. અરબ દેશમાં પણ આવી જ સ્થિતિ હતી ૩૬૦ મૂર્તિઓ કાબામાં મુકેલી હતી. સિરયા. મિશર અને યુનાન વગેરે દેશોમાં ક્રીશ્ચન મતનો પ્રચાર થયો હતો પણ તે એવી ભ્રષ્ટ અવસ્થામાં હતો કે એક ઇશ્વરને બદલે ત્રણ ઇશ્વરો માનવામાં આવતા હતા. મરીયમની મૂર્તિની પણ પૂજા થતી હતી. અને તે દેશના રહેવાસીઓ પણ મૂર્તિપૂજક હતા. આવા અંધકારમાં મક્કામાં એક એવા મહાન્ પુરુષનો જન્મ થયો જેણે મૂર્તિપૂજાને સખ્ત ફટકો લગાડી તોહીદ એટલે ઇશ્વરની એકતાની ઘણા જ જોરથી દુહાઇ ફેરવી દીધી. અમે હજરત મહમદ સાહેબનો ઇતિહાસ વાચકોની સામે મુકતા નથી ફક્ત તેઓના મૂળ સિદ્ધાંતો શું હતા તેમાંથી થોડાક ટાંકી બતાવવાની રજા લેઇએ છીએ.

**લાઇલ્લાહુ ઇલલ્લિાલા**

અર્થ—પરમેશ્વર શિવાય બીજો કોઇ પણ ઇશ્વર નથી.

**અલહુમદલીલા હે રબ્બે ઉલ આલમીન.** . ઇત્યાદિ.

અર્થ—સર્વ સ્તુતિને પાત્ર ઇશ્વર જ માત્ર સૃષ્ટિનો કર્તા છે.

**હુસનત વજાદલહુમ બીલવ હીયઅહુસન.**

અર્થ—ઇશ્વરનું જ્ઞાન આપવાને પહેલાં સારી રીતે સમઝાવીને લોકોનું ધ્યાન પોતા તરફ ખેંચો અને પછી સારી રીતે જ્ઞાન આપો.

મૂર્તિપૂજકોએ જ્યારે તેમને ઘણી વખત સુધી સંતાપ્યા અને તેઓનો જીવ પણ જોખમમાં આવી પડ્યો ત્યારે જ તેઓએ પોતાના શિષ્યો સહિત હથીયાર ગ્રહણ કીધાં અને જ્યાં સત્ય છે ત્યાં જય છે એમ પોતાના શત્રુઓનો પરાજય કરી બતાવી આપ્યું. તેઓના દેહત્યાગ પછી થોડા જ સમયમાં તેમના સિદ્ધાંતોના પણ નવી નવી જાતના અર્થો થવા લાગ્યા અને ખલીફાઓના પરસ્પરના વિરોધથી રાફઝી, ખારજી, મોતઝીલા, ઇસ્માલીયા અને એવા જ અનેક નવા નવા પંથો ઉત્પન્ન થયા. આરબોએ થોડા જ સમયમાં ઇરાન, મિશર, સિરયા, અફગાનીસ્તાન્, તાતાર અને બલુચીસ્થાન

જીત્યાં અને ખલીફા વલીદના વખતમાં એક અરબી સૈન્ય મહમદ બીનું કાસમની સરદારી હેઠળ સિંધમાં પણ ધસી આવ્યું. જુજ સમય પછી ક્ષત્રિઓએ તેઓને પાછા હાંકી કાઢ્યા અને આર્યાવર્ત્ત બસો વર્ષ સુધી તેઓના હુમલાથી બચી રહ્યો. મહમદ ગીઝનવી ઈ. સ. ૧૦૦૪ થી ૧૦૩૦ સુધીમાં ભરતખંડ ઉપર બાર વખત સ્વારી કરી પુષ્કળ દ્રવ્ય લૂટી ગયો. રાજાઓ એક બીજા સાથે લડી મરતા હતા. બ્રાહ્મણોએ મોટાં મોટાં મંદિરો બનાવી સોના રૂપા અને ઝવેરાતોના ભંડારો એકઠા કીધા હતા. જે મહમદ ગીઝનવી મારી કુટીને સઘળું ખુંચવી ગયો. બચારા સોમનાથજીના મ્લેચ્છોની ગદાથી ટુકડે ટુકડા થઈ ગયા પણ પૂજારીઓએ બીજા સોમનાથજી નમ્બર ટુ બેસાડી દીધા. ભોળા અભણ માણસો તેઓની સામે ભેટ મુકી પોતે વૈકુંઠ પ્રાપ્ત કીધો એમ સમજતા હતા. મહમદ ગીઝનવીના કેટલાક વખત પછી શાહબુદ્દિન મહમદ બીન સામ ઘોરીએ હસ્તિનાપુર લીધું. શુરવીર પૃથ્વીરાજ ચોહાણે દેશના શત્રુઓ સામે પ્રાણનો ભોગ દીધો અને જયચંદ રાઠોડ કન્નોજના મહારાજાએ ઘોરીની સાથે મળી જઈને કલંકની ટીલી પોતાના માથાપર હમ્મેશને માટે લીધી. હવે મુસલમાન બાદશાહો આર્ય મહારાજાઓની જગ્યા લેઈ રાજ્ય કરવા લાગ્યા. હવે તેઓના વખતમાં જે મતમતાંતરોએ આર્યાવર્તની અધમ સ્થિતિને વધારે ખરાબ અવસ્થામાં લાવી મુકી તેઓપર આપણે વિચાર દર્શાવીશું.

કોઈ એક શઠકોપ નામનો માણસ સુપડા વેચી પોતાનું ગુજરાન કરતો હતો તેણે બ્રાહ્મણોની વિરુદ્ધ એક સંપ્રદાય સ્થાપ્યો અને તિલકચક્ર વગેરે શાસ્ત્રોથી ઉલટી વાતો જેમ પોતાના મનમાં આવી તેમ ઠોકી બેસાડી. તેનો ચેલો મુનિવાહન ચાંડાળ વર્ણનો હતો અને તેનો શિષ્ય યાવનાચાર્ય યવન માબાપનો પુત્ર હતો. તેની ગાદીએ રામાનુજ નામનો એક બ્રાહ્મણ આવ્યો. રામાનુજે સંસ્કૃતમાં શ્લોકબદ્ધ ગ્રન્થ અને શારીરકસૂત્ર તથા ઉપનિષદો ઉપર ટીકા શંકરાચાર્યની વિરુદ્ધ લખી. અને તેમાં શંકરાચાર્યની અતિશય નિંદા પણ કીધી. શંકરાચાર્યનો મત હતો કે જીવ અને બ્રહ્મ એક છે જગત્ પ્રપંચ મિથ્યા માયારૂપ અનિત્ય છે એની વિરુદ્ધ રામાનુજે કહ્યું કે જીવ, બ્રહ્મ અને માયા ત્રણે નિત્ય છે. સર્વથા જીવને ઇશ્વરાધીન પરતન્ત્ર માનવો. કંઠી તિલક, માળા, મૂર્તિપૂજન વગેરે વેદવિરુદ્ધ ખોટી વાતોનો જેટલો રામાનુજે પ્રચાર કીધો તેટલો હદ સુધી શંકરાચાર્યના મતવાળાઓએ કદી પણ કીધો નથી. જેમ વામમાર્ગીઓ પંચમકાર દારૂ, મૈથુન, માંસ વગેરેને માને છે તેમજ રામાનુજે પણ પંચસકાર પોતાના મતમાં દાખલ કીધા.

**तापः पुण्ड्रं तथा नाम मालामंत्रस्तथैव च**
**अमी हि पंच संस्काराः परमैकांतहेतवः ॥**
**अतप्ततनुर्न तदामो अश्नुते इतिश्रुतेः ॥**

**रामानुजपटलपद्धति ॥**

**અર્થ**—શંખ, ચક્ર, ગદા અને પદ્મનાં ચિહ્નોને અગ્નિમાં તપાવી હાથના મૂળ ભાગમાં ડહામ દેઇ તે હાથને દુધમાં બુઝાવીને તે દુધનું ચરણામૃત લેવું ઇત્યાદિ. આ ચિન્હના ડાઘ વગર જીવ પરમેશ્વરને પ્રાપ્ત નથી. થતો કેમકે તે કાચો છે. જેમ રાજાના લોકોની છાપ જોઇ પ્રજાવર્ગ બ્હીયે છે તેમ શંખ, ચક્ર વગેરેનાં ચિહ્નો જોઇ યમરાજ અને તેના ચાકરો પણ બ્હીયે છે.

બાના બડા દયાળકા તિલક છાપા ઓર માળ;
યમ ડરપે કાળૂ કહે ભય માને ભૂપાળ.

અર્થ—ભગવાનના ચિન્હો, તિલક, છાપા અને માળા ધારણ કરવી એ ઉચિત છે કેમકે યમરાજ—કાળ અને રાજા પણ તેઓથી બ્હીયે છે. પોતાના શિષ્યો સારૂ વેદની ગાયત્રીને બદલે રામનુજે નીચેનો મંત્ર ઘડી કાઢ્યો. જેનો જપ કરવાથી રામાનુજી વૈકુંઠ પ્રાપ્ત થયેલું સમજવું.

**श्रीमन्नारायणं शरणं प्रपद्ये श्रीमते**
**नारायण नमः श्रीमते रामानुजाय नमः ॥ इत्यादि ॥**

રામાનુજ પછી કેટલેક સમયે માધવાચાર્ય નામના એક માણસે એક જુદી જ શાખા સ્થાપી એના અને રામાનુજના મતમાં ઘણો ફેર નથી. માત્ર એટલોજ ફેર છે કે રામાનુજી જીંદગીમાં એક વખતે દગ્ધ થાય છે ત્યારે માધવપંથી વરસમાં એક વખતે દગ્ધ થાય છે. રામાનુજી કપાળે પીળી રેખા પાડે છે અને માધવ સંપ્રદાયવાળા કાળી પાડે છે તેનું કારણ એમ બતાવે છે કે શ્રીકૃષ્ણનું શરીર શ્યામ હતું તેથી અમે તેના દાસો શ્યામ ચિન્હ રાખીએ છીએ.

માધવાચાર્ય પછી કેટલેક સમયે લક્ષ્મણ ભટ્ટ નામનો એક બ્રાહ્મણ પોતાના દેશ તૈલંગથી માબાપથી લડી કાશીમાં ગયો અને ત્યાં કોઇ સંન્યાસી પાસે દીક્ષા લેઇ સંન્યાસી થયો. કેટલાક સમય પછી તેના ગામના કોઇ માણસે તેને કાશીમાં જોયો અને તેના માબાપને ખબર કીધી. તેના માત પીતા તેની સ્ત્રીને લેઇ કાશીમાં ગયા અને તેના ગુરુને કહ્યું કે, તમોએ એને સંન્યાસી કેમ કીધો ? એ તો પરણેલો છે અને આ એની સ્ત્રી છે. ગુરુએ જવાબ દીધો કે મને એણે કહ્યું હતું કે હું પરણેલો નથી. ગુરુ તેના જુઠા

બોલવાપરથી ઘણો ખીજાઇ ગયો અને તેને કાઢી મેલ્યો. પોતાના માતાપીતા અને સ્ત્રી સાથે તે પાછો પોતાને ગામ ગયો પણ જ્યારે નાતવાળાઓને તેના સંન્યાસ લેવાની ખબર પડી ત્યારે તેઓએ તેને નાતબહાર કીધો. તે પોતાની સ્ત્રીને લેઇ પાછો કાશી તરફ ચાલ્યો. રસ્તામાં એક અઘોર વનમાં એક તરતના જન્મેલાં બચ્ચાંને પડેલો તેણે જોયો જેને કોઇ સ્ત્રી અનીતિથી ઉત્પન્ન કરી જાણીને છોડી ગઇ હતી. લક્ષ્મણ ભટ્ટે તે છોકરાને લેઇ લીધો, ઉછેર્યો અને તેનું નામ વલ્લભ પાડયું. જ્યારે તે મોટો થયો અને કાંઇક વિદ્યા ભણ્યો અને જોયું કે મારું કાંઇ પણ ઠેકાણું નથી ત્યારે તે રામાનુજ સંપ્રદાયમાં જોડાયો પણ જ્યારે તેના જન્મ વિષે તેઓને ખબર પડી ત્યારે તેઓએ તેને પોતાના મઠમાંથી હાંકી કાઢયો. દેશની અધમસ્થિતિ અને લોકોની અજ્ઞાનતાનો લાભ લેઈ તેણે પણ એક પોતાનો પંથ સ્થાપ્યો. અને શ્રીકૃષ્ણ ઇશ્વરાવતાર છે અને હું તેનો અવતાર છું જેઓ મારાપર વિશ્વાસ રાખશે તેઓ ગોલોકમાં જશે જ્યાં તેઓ ગોપીઓ થઈ હમ્મેશાં શ્રીકૃષ્ણ સાથે વિહાર કરશે એવું જાહેર કીધું. મંત્રો પણ પોતાની મરજી પ્રમાણે ઘડી લીધાં અને જ્યાં જ્યાં ઘણીજ અભણ પ્રજા હતી ત્યાં જઈ શિષ્યો કરવા લાગ્યો અને પોતાના દેશાટનનું એક વલ્લભ દિગ્વિજયના નામનું પુસ્તક પણ રચી નાંખ્યું.

**श्रीकृष्णः शरणं मम क्लीं कृष्णाय गोपीजनवल्लभाय स्वाहा ॥ गोपालसहस्रनाम ॥ श्रीकृष्णः शरणं मम । सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशान्ततिरोभावो हं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणत दारागारपुत्राप्तवित्तेहपरात्मनां सह समर्पयामि दासोऽहं कृष्ण तवास्मि ॥**

આવા કપોળ કલ્પિત મંત્રો બનાવી પોતાના ચેલાઓને જેટલા તેઓ મુર્ખ હતા તેથી વધારે બેવકુફ બનાવી દીધા. વલ્લભાચાર્યના મંત્રોમાં ક્લીં શબ્દ વારંવાર આવે છે તેથી જણાય છે કે તેને વામમાર્ગીઓની ભ્રષ્ટતા પ્રિય હતી, જો તેનો આશય વેદાનુકુલ હોત તો ગાયત્રીની શિક્ષા કરવાને બદલે આવા અર્થ વગરના મંત્રોનો ઉપદેશ કેમ કરતે ? કૃષ્ણની પ્રતિમાની પૂજા કરાવી ગુરુના કુટુંબના પુત્રોને ઇશ્વરાવતાર માનવા અને તન, મન તથા ધન ગુરુને અર્પણ કરવાં એ શિષ્યોનું કર્તવ્ય છે એમ દર્શાવવું એ શું લોભ, દંભ અને કપટ નહીં કહેવાય ?

એના જેવો જ એક સહજાનંદ નામનો અયોધ્યા પાસેના એક ગામનો રહેવાસી હતો જે બ્રહ્મચારી થઈ ગુજરાત કાઠીયાવાડ, કચ્છ વગેરે દેશોમાં

ભ્રમણ કરતો નીકળી આવ્યો. ત્યાં તેણે બે ચાર શિષ્યો બનાવ્યા અને કપટથી લોકોનું ધન હરણ કરવા લાગ્યો. દાદાખાચર નામનો એક જાગીરદાર હતો તેને સહજાનંદના શિષ્યોએ કહ્યું કે જો તમે નારાયણનાં દર્શન કરવા ઇચ્છતા હો તો અમે સહજાનંદજીને વિનંતિ કરીએ. તે બીચારો એક અભણ અને ભોળો માણસ હતો તેણે હા કહી. સહજાનંદે એક બીજા માણસને પોતાની પછવાડે કોટડીમાં અંધારામાં ઉભો રાખ્યો અને તેના બે હાથો સહજાનંદની બગળમાંથી કાઢેલા હતા. એવી રીતે ચતુર્ભુજ બની શંખ, ચક્ર, ગદા ધારણ કરી મોરમુકુટ સહિત દાદાખાચરને દૂરથી દર્શન આપ્યાં અને તેને શિષ્ય બનાવ્યો. એવી રીતનો પાખંડ કરી પોતાનો મત ગુજરાત કાઠીયાવાડમાં ફેલાવ્યો. પોતાના શિષ્યોથી દરેક જાતની વેઠ સ્વામિનારાયણના ગુરુઓ લે છે. તેઓ પોતાને સત્સંગી અને બીજાઓને કુસંગી કહે છે, તેઓના ગુરુઓએ લાખો ને કરોડો રૂપયા એકઠા કીધા છે.

એવીજ રીતે કબીર નામના એક વણકરે પોતાનો એક પંથ સ્થાપ્યો. તેના ચેલાઓ તેનું હલકું કુલ છુપાવવા સારુ કહે છે કે કબીર સાહેબ તો ફુલોમાંથી ઉત્પન્ન થયા અને અન્તમાં પણ ફુલ થઈ ગયા. બ્રહ્મા વિષ્ણુ અને શિવનો પણ જ્યારે જન્મ નહીં હતો ત્યારે કબીર સાહેબ હતા. વેદોમાં પણ જે વાતો નથી તે કબીર સાહેબ જાણતા હતા અને સાચો માર્ગ ફક્ત તેઓએ જ બતાવ્યો છે. 'સત્ય નામ કબીર'એ કબીર પંથીઓનો મંત્ર છે. તેઓ પત્થરની નહી પણ ખાટલા, ગોદડા, ઉસીકા, પાદુકા, દીવો, વગેરેની પૂજા કરે છે. આ શું મૂર્તિપૂજા નહી કહેવાય.

પંચાલ દેશમાં નાનક નામનાં ખત્રી જાતિમાં ઉત્પન્ન થયેલા એક મહાપુરુષે જ્યારે હીંદુઓના આવા કપોળકલ્પિત ગપાષ્ટકો અને મતમતાંતરો જોયાં તથા મૂર્તિપૂજાના અંધકારમાં લોકોને ઇશ્વર તજી તડફડીયાં મારતાં દીઠા ત્યારે તેઓને ઘણોજ ખેદ ઉત્પન્ન થયો. તેઓએ વિચાર્યું અરે દેશની અધોગતિ મૂર્તિપૂજાને લીધે છે. પોતે સંસ્કૃત વિદ્યા ભણેલા નહી હતા અને વેદો તથા શાસ્ત્રોથી અજ્ઞાત હતા તો પણ તેઓના હ્રદયમાં સાક્ષાત્ પ્રકાશ હતો તેથી તેમણે ઇશ્વર એક નિરાકાર, સર્વ વ્યાપક, સર્વ શક્તિમાન્ અને આનંદરૂપ છે એવો ઉપદેશ શરુ કીધો.

'ઓં સત્ય નામ કર્તા પુરુષ નિર્ભો નિર્વૈર અકાળમૂર્ત અજોનિ સહ ગુરુ પ્રસાદ જપ આદિ સચ હે જુગાદિ સચ હે ભી સચ નાનકહો સી ભી સચ. જપ જી પૌડી.

અર્થ—ઓં જેનું નામ સત્ય છે તે કર્તા પુરુષ ભય અને વૈર રહિત અકાલ મૂર્તિ કાલ અને યોનિથી વિરક્ત અને પ્રકાશમાન્ છે. તેનો જપ ગુરુની કૃપાથી કરવો તે પરમાત્મા આદિમાં સત્ય હતો, યુગોમાં સત્ય, વર્તમાનમાં સત્ય અને ભવિષ્યમાં પણ સત્ય છે. નાનકજી પછી તેમના શિષ્યોયે તેઓના મહાત્મ્યમાં ઘણાક પુસ્તકો જેવા કે 'ચન્દ્રોદય' 'જન્મ શાખી' વગેરે રચ્યાં અને તેમાં નાનકજીની બ્રહ્મા સાથેની વાતચિત અને બ્રહ્માએ તેમને માન આપ્યું આવી આવી મિથ્યા વાતો લખી અને થોડી ઘણી મતમતાંતરોની લીલા પણ ફેલાવી.

હવે મુસલાનોપર એવો આરોપ મુકવામાં આવે છે કે તેઓ હીંદુઓને ધર્મ સંબંધી દુ:ખ દેતા હતા. પણ વાસ્તવિક રીતે જો આપણે તે સમયપર દૃષ્ટિ નાંખીયે તો આપણને માલમ થશે કે તેમાં મુસલમાનો એકલા જ કાંઇ દોષિત નહી હતા. તે વખત હાલના જેવો સુધરેલો નહી હતો. ખાસ યૂરોપમાં જે જે જુલમો ધર્મના નામે થતાં હતાં તે એવાં હતાં કે આપણે જો તેનો વૃત્તાંત વાંચીયે તો કંપી ઉઠીયે. ફ્રાન્સમાં હ્યુગુનોટ્સ એટલે પ્રોટેસટંટ લોકો મૂર્તિપૂજા અને પોપોની લીલા તરફ તિરસ્કારથી જોતા હતા. આ કારણને લીધે રોમન કેથોલીકો અથવા પોપના શિષ્યોએ પ્રોટેસટંટોની જબરી કતલ કીધી અને પેરીસ શહેરમાં ૫૦,૦૦૦ મૂર્તિ નહી માનનારાઓને મૂર્તિપૂજકોયે મારી નાંખ્યા, અને પોપે આ એક મ્હોટી ફતેહ થઇ એવી ખુશાળીથી ધામધુમ કીધી, ઈંગ્લાંડમાં ખુની મેરીયે સેંકડો પ્રોટેસટંટોને બાળી નાંખ્યા અને તેના બદલામાં એલીઝાબેથના વખતમાં સેંકડો મૂર્તિ-પૂજકોને દેહદંડની શિક્ષા થઇ. સ્પેનમાં ઇનકિવ્ઝીશન નામની ન્યાયની કોર્ટ વરસમાં ૧૮૦૦૦ મનુષ્યોને બાળી નાંખવાનો હુકમ કરતી કેમકે તેઓ પોપને ધર્મગુરુ સ્વીકારતા નહી હતા. આ સઘળો જુલમ એવા માણસો એક બીજાપર કરતા હતા કે જે સઘળાઓ એક બાયબલને જ ધર્મ પુસ્તક માનતા હતા. મુસલમાનોએ એવી રીતે દશવીશ હજાર હીંદુઓને ધર્મને માટે મારી નાંખ્યા હોય એવો કોઇ પણ દાખલો મળતો નથી. હા ઘણાક ધર્માંધ બાદશાહો તેઓપર કર અને જજીઆ વગેરે લેઇ જુલમ કરતા હતા તથા તેઓનો કાફેર અને બુતપરસ્ત વગેરે નામોથી તિરસ્કાર કરતા હતા, પણ ઘણા શાણા અને સત્યને ગ્રહણ કરનારા સુલતાનો તેઓને માન પણ આપતા હતા અને તેઓના ધર્મ વિષે શોધ ખોળ પણ કરતા હતા, પણ જ્યારે અનેક મતમતાંતરો માનનારાઓ કોઇ સત્ય નારાયણના ચોપડાઓ તો કોઇ વલ્લભ દિગ્વિજય, કોઇ કબીરની

ભજનાવળી અને કોઇ રામાનુજના ભાષ્યને પોતપોતાનાં ધર્મપુસ્તક તરીકે આગલ મુકતા ત્યારે બાદશાહો અને મોલવીઓ ઘણા ગુચવણમાં પડી જતા. જેમ કુરાન જેટલા મુસલમાની પંથો છે તે સઘળાઓનું ઇલહામી એટલે ઇશ્વરી પુસ્તક છે અને બાયબલ બધા ક્રિસ્ચનોને માન્ય છે તેવું એક પણ પુસ્તક આ હીંદુઓમાં સર્વમાન્ય જેવું હતુંજ નહીં. આ કારણથી બાદશાહો હિંદુઓને બુતપરસ્તો અને મનઘડત ચોપડીઓને માનનારાઓ ગણી તેઓપર તિરસ્કાર કરતા હતા. આ બાબતમાં ખરેખરા દોષિ તો અમારા પંડિતો અને ગુરુઓ પણ હતા કેમકે તેઓએ પોતાના ગજવા ભરવા સારૂં વેદોને સંતાડી ખોટા ખોટા પુરાણો અને વાર્તાના પુસ્તકો લખી પ્રજાને અંધકારના ખાડામાં નાંખી દીધી હતી. તેઓના લોભ અને કપટથી જે વિપરીત પરિણામો પ્રજાને ભોગવવાં પડયાં તેનો કલંક કેવળ મુસલમાનોપર મુકવો એ વાસ્તવિક રીતે જોતાં અન્યાય છે.

## પ્રકરણ ૪ થું.

મુસલમાનોએ લગભગ પાંચસો વર્ષ સુધી બાદશાહી ભોગવી તેઓના વખતના ત્રણ ભાગો કરવા જોઇએ. પ્હેલો કુતબુદ્દીન એબક શહાબુદ્દિન ઘોરીના ગુલામથી બાબર અને હુમાયુ સુધી ગણવો જોઇએ, આ સમયમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે સખત લડાઇ અને દુશ્મની ચાલ્યા કરતી હતી. મુસલમાંનો પંજાબ અને દીલ્લી જીતી આગળ વધ્યા તથા કન્નોજ અને બંગાળા જીતવામાં કાંઇક કાળ વીતી ગયો. ક્ષત્રિયોના પુત્રો પોતાનાં રાજ્યો છોડી રાજપુતાનાની રણવાળી જમીનમાં વસવા લાગ્યા. તેઓએ પોતાના રાજ્યો આવા વિકટ દેશમાં સ્થાપીને પોતાની સ્વતંત્રતા જાળવી રાખી. બાદશાહો અને આ રજપુત વીરોનો અનેક વખતે સંગ્રામ થતો હતો રજપુતાણીઓના રૂપની વાર્તાઓ સાંભળી કામાધિન બાદશાહો મોટાં સૈન્યો લેઇ ચહડાઇ કરતા પણ લાખો જાનોની ખુવારી થતાં સુધી પણ રજપુતાણીઓ હાથમાં આવતી નહોતી કેમકે જ્યારે બચવાનો કોઇ માર્ગ રહેતો નોહોતો ત્યારે રજપુતનરો તરવારો લઇ મુસલમાની સૈન્યપર ધસી આવતા અને સ્ત્રીઓ ચિતા ખડકી બળી મરતી. અલાઉદ્દીન ખીલજી ખુનીએ એવી રીતે ચિતોડનાં રાજા રત્નસિંહની રાણી પદ્મિનીને પોતાના કબજામાં લાવવા સારૂ ચિતોડને મોટા સૈન્યથી ઘેરો ઘાલ્યો પણ અંતમાં રાજા અને રજપુતો

કેશરીયા કરી માર્યાં ગયા અને બાયડીઓ બળી મુઇ. આવા બનાવો સ્વતંત્ર હિંદુ રાજાઓ અને બાદશાહો વચ્ચે થતા હતા. મુસલમાન બાદશાહોની હિંદુ રૈયત પોતાની જીંદગી તેઓના આશ્રયમાં કદી સલાહસંપ અને કદી કદી જુલમમાં ગુજારતી હતી. ફીરોઝ તગલખ તો હિંદુઓ સાથે ઘણીજ માયાથી વર્તતો હતો, તેના બે પ્રધાનો તૈલંગદેશના પિતાપુત્ર બ્રાહ્મણ હતા. શેરશાહ સુરે ટોડરમલને પોતાની ચાકરીમાં રાખ્યો હતો. આદીલશાહનો વજીર અને સેનાપતિ હેમુબકાળ નામનો રેવાડીનો વાણીયો હતો. તેણે મોટા મોટા ખાનો અને અફગાન સરદારોનો પરાજય કરીને દાળનું પાણી પણ કેટલું જોર રાખે છે એ બતાવી આપ્યું હતું. તો પણ આ સમયમાં હિંદુઓ રાજ્યકારભારમાં ઘણો થોડોજ ભાગ લેતા હતા અને મુસલમાનોને તેઓ દુશ્મનની નજરથી જોતા હતા મહાન અકબરના ગાદીપર આવ્યા પછી એવો સમય આવ્યો કે હિંદુઓ અને ખાસ કરી રજપુતાણાના રાજાઓ અને કુમારો મુસલમાન બાદશાહો સારૂ પોતાનો પ્રાણ આપવા લેશ પણ અચકાતા નહીં. અકબરે જયારે રૈયતના એ મોટા વર્ગો વચ્ચેનો અણબનાવ જોયો ત્યારે તેણે વિચાર્યું કે આ કુસંપથી દેશની સ્થિતિ કદી પણ સુધરવાની નથી. તેથી તેણે રજપુત કુટુંબો સાથે લગ્નવ્હેવાર શરૂ કીધો. રજપુતોએ જે કન્યાઓ આપી તેઓના લગ્નમાં શરત કીધી કે અમારી પુત્રીઓથી થયેલા શાહજાદાઓનો બીજા શાહજાદા કરતાં તખ્તપર વધારે હક રહેશે એમ બાદશાહે કબુલ કરવું: અકબરે આ વાત માન્ય રાખી. લાયક હિંદુઓને મોટા મોટા હોદ્દાઓ આપ્યા. રાજા માનસિંહ અકબરનો મુખ્ય સેનાપતિ અને હફત હજારી એટલે સાત હજાર ઘોડેસ્વારોનો સરદાર હતો. કોઇ પણ મુસલમાન અમીરને આવું મોટું ટાઇટલ મલ્યું નથી. રાજા ટોડરમલ અકબરનો દિવાન એટલે ખજાના અને કર ઉઘરાવનારા ખાતાંઓનો વજીર હતો. બીરબલ, રાયસિંહ, રાયરાયાં, ભારમલ વગેરે હિંદુઓ અકબરના મોટા અમલદારો હતા. અકબરે હિંદુઓની લાગણી દુખાય નહી એટલા માટે ગૌવધ બંધ કીધો હતો. અને પોતાનો મજહબે ઇલાહી નામનો પંથ સ્થાપ્યો જેના સભાસદો હિંદુઓ તેમજ મુસલમાનો હતા. હિંદુઓના કેવા હતભાગ્ય કે આવા ઉદાર વિચારોવાળા મહાન્ ચક્રવર્તી બાદશાહના વખતમાં કોઇ એવો વિદ્વાન્ નર જન્મ્યોજ નહી કે જે વેદોના ખરેખરા અર્થો તેને સમઝાવતે અને ઉન્નતિનો ખરો માર્ગ તેને બતાવતે. અકબરથી શાહજેહાન સુધીનો વખ્ત ખરેખર સત્ય યુગ જેવો હતો. હિંદુઓ રાજ્યમાં અગ્રગામી હતા. દેશમાં ધન પુષ્કળ હતું. બાદશાહો ધર્મ સંબંધી સંપૂર્ણ લીબર્ટી અને ઉદારતાથી વર્તતા હતા. તે-

વખતપર જો આપણે નજર કરીયે તો યુરોપના કોઇ પણ દેશની તે સમયની સ્થિતિ હિંદુસ્તાનથી શ્રેષ્ઠ તો શું પણ તુલ્ય પણ નહી હતી. જ્યારે લુઇ ચૌદમો ફ્રાન્સનો મહાન્ રાજા પોતાની પ્રોટેસ્ટંટ પ્રજાને અનેક પ્રકારના દુઃખો દેતો હતો અને જર્મનીનો લીયોપોલ્ડ હંગેરીઅનોને પીસી નાંખતો હતો, ત્યારે હિંદમાં મુસલમાન બાદશાહો હિંદુઓને ધર્મસંબન્ધી કોઇ પણ રીતે સતાવતા નહોતા. પણ તે પછી એક એવો ઝનુની અને ધર્માંધ રાજકર્તા થયો કે જેણે આ સઘળા ધર્મરાજ્યની વ્યવસ્થાને ઉંધી વાળી દીધી. અને પોતાના કુટુંબની બાદશાહીનો સત્યાનાશ કીધો. ઔરંગઝેબને ઘણાક ખોટા ધર્માભિમાની મોલવીઓ અને લેખકો એક ખરા ઇસલામી બાદશાહ તરીકે માન આપે છે અને કહે છે કે અકબર કાફર થઇ ગયો હતો. અને જે જે ખરાબીઓ તેના સમયમાં દાખલ થઇ હતી તેઓને ઔરંગઝેબે દૂર કીધી. અમે તેઓને એટલુંજ પુછીયે છીયે કે તેણે કેવા માર્ગથી બાદશાહી મેળવી હતી કે તેના કહેવાની અસર લોકોમાં કાંઇ થાય. ઝિમી અથવા અન્ય ધર્મવાળાઓને જે જે હકો હજરત ઉમર તથા અબ્બાસી ખલીફોના વખતમાં આપવામાં આવ્યા હતા તેથી શું ઇસલામી શેનશાહતને નુકસાન થયું હતું. શા કારણને લીધે સ્પેનમાં આરબ લોકોનું રાજ્ય ધર્મરાજ્ય ગણાતું હતું. તે તેઓ બતાવી શકશે. શું પેગંબરે પોતે બીજા ધર્મવાળાઓની સાથે સભ્યતાથી વર્તવાનું ફરમાવ્યું નથી ? કયાં ઇસલામી ધોરણથી ઔરંગઝેબના મક્કે હજ કરવા જવાના ઢોંગથી મુરાદને ઠગવું, વૃદ્ધપિતાને સંતાપવું તથા કેદ કરવું, દારાને ખોટો આક્ષેપ મુકી કતલ કરવું, તેના પુત્રોને કાંજી પીવરાવી મારી નાંખવા વગેરે રાક્ષસી કુકર્મોનો બચાવ કરી શકાય એમ છે. જશવંતસિંહના મરણ પછી કાબુલમાંથી તેની રાણી અને પુત્રને દિલ્લી બોલાવી કેદ કરવાનું તરકટ, અબુલ હસન તાનાશાહ ગોલકોંડાના શાહને રાજ છીનવી મારી નાંખવું, જજીયો પાછો ઉઘરાવવો, જે હિંદુઓ બાદશાહ પાસે જજીયા વિષે ફર્યાદ કરવાને ગયા તેઓને હાથીને પગે કચરાવી નાંખવા, ગૌવધ કરવાનો હુકમ આપવો, રાણા રાજસિંહ પાસેથી પણ જજીયો માંગવો અને તેનાપર સૈન્ય મોકલવું. આ સઘળા અન્યાયો એવા હતા કે કોઇ પણ વિચારવંત રાજ્યકર્તા એમ કરવાને કદી પણ હીમ્મત કરે નહી. પણ ઔરંગઝેબને તેના દુષ્ટ કર્મોએ આંધળો બનાવી દીધો હતો અને ઇશ્વરે તેના રાજ્યના વૃક્ષનું મૂળ મરાઠાઓના હાથોથી કપાવી નાંખ્યું. ઔરંગઝેબ પછી મુગલ રાજ્ય ઘણુંજ નબળું થઇ ગયું અને મરાઠાઓએ ચારે તરફથી તેને ખોખરૂં કરી દીધું. સુબાઓ દેશો પચાવી બેઠા. નીઝામુલમુલ્કે દક્ષિણમાં પોતાનો

વાવટો ઉડાડયો. સાદતઅલીખાન અવધનો નવાબ બની બેઠો. અલીવરધીખાન બંગાલનો હાકિમ થઇ ગયો. જોધપુર, જયપુર અને રાજપુતાનાના રાજ્યો સ્વતંત્ર થઇ ગયાં. નાદીરશાહે દિલ્હીમાં જે દ્રવ્ય હતું તે લુટી લીધું. અહમદશાહ અબદાલીએ પંચાબ પચાવી પાડયું હતું અને છેક દિલ્હી પાસે સૂરજમલ જાટ બાદશાહની દાઢીમાં ધુળ નાંખતો હતો. હવે વખત એવો આવ્યો હતો કે મુગલો રાજ્ય કરવાને લાયક રહ્યા નહોતા અને એવા નરની જરૂર હતી કે જે ધર્મ અને નીતિથી આ દુખી દેશને પાછો સુખી કરી શકે. મહાન્ શિવાજીએ મરાઠાઓમાં મુગલો સામે સખ્ત તિરસ્કાર ઉત્પન્ન કર્યો હતો અને પોતાના દેશ પ્રત્યે પ્રીતિનો પવન ફુંકયો હતો. તેની પછીના રાજાઓ અને પેશવાઓ જો હિંદુઓમાં ઐકયતાની લાગણી ઉત્પન્ન કરવાને શક્તિમાન્ થતે તો આજ હિંદુઓનું અવશ્ય રાજ્ય હોતે. પણ ખચિત ખેદની વાત આ હતી કે બ્રાહ્મણ પેશવાઓ પોતાથી અન્ય દેશવાળાઓને ધિક્કારતા હતા અને અન્ય પ્રાન્તોના હિંદુઓને રાંગડા એટલે પરદેશી કહી બોલાવતા. જ્યારે પણ મરેઠાઓ સૈન્ય મોકલતા ત્યારે તે સૈન્ય જે જે દેશોમાંથી પસાર થતું ત્યાં ત્યાં સઘળાઓને લુંટી લેતું. આ કારણથી પણ બીજા હિંદુઓ તેઓના શત્રુ થઇ ગયા હતા. મરાઠાઓ લડવામાં કુશળ હતા પણ રાજ્યકારભારમાં તેઓ બીલકુલ દરકાર રાખતા નહીં અને આ કારણને લીધે તેઓના વખતમાં પીંઢારાઓ અને એવા જ દુષ્ટો અસંખ્ય ઉત્પન્ન થયા હતા અને સઘળા દેશમાં મોટો હાહાકાર થઇ રહ્યો હતો. યુરોપની પ્રજાઓ કેટલાક સમયથી હિંદુસ્તાનમાં આવવાને પ્રયાસ કરતી હતી, પોર્ટુગલના રાજા જૉને વાસ્કોડીગામા નામના એક અનુભવી દરીઆઇ અમલદારને ત્રણ વહાણોની સાથે હિંદુસ્તાનનો રસ્તો શોધવા મોકલ્યો. સન ૧૪૮૯ માં તે કાલીકટના બંદરપર આવી લાગ્યો અને હવે પોર્ટુગીઝ લોકોએ આરબોના હાથમાંથી વેપાર ખુંચવી લીધો. ગોવા બંદરને તેઓએ પોતાની રાજધાની કીધી. અને કેટલાક સમય સુધી તેઓ હિંદી મહાસાગરમાં મુખ્ય નૌકાબળ ધરાવનારા ગણાતા હતા. તેઓની પછી ડચ, ફ્રેંચ અને અંગ્રેજોએ પણ ઇસ્ટઇન્ડિયા કંપનીઓ સ્થાપી અને કરણાટક દેશમાં પોતાની પેઢીઓ કાયમ કીધી. ફ્રેંચો અને અંગ્રેજોના પરસ્પરના વિરોધથી અને બંગાલના સુબેદાર સીરાજુદૌલાની દુશ્મનીથી (સન ૧૭૪૮–૧૭૫૭) અંગ્રેજોને આ દેશમાં રાજ્ય મળ્યું. સામ, દામ, ભેદ અને દંડનો કેવી રીતે ઉપયોગ કરવો તે અંગ્રેજો જેવી રીતે જાણે છે તેવી રીતે કવચિતજ બીજી પ્રજા જાણતી હશે. સ્ત્રીલંપટ નવાબો અને વિષયી રાજાઓને પોતાની તરફ કરી તેઓએ પોતાના દુશ્મનોનો એક પછી એક કચ-

ડહાપણુ કાઢી નાંખ્યો. દરેક સમજુ માણસ તેઓની ફતેહથી હિંદુસ્તાનને જે ફાયદો થયો છે, તેને માટે ઇશ્વરનો આભારી છે. ટીપુ અને ચીત્તુ જેવા નિર્દય ધર્માંધો અથવા બાજીરાવ બીજા જેવા કપટી રાજાઓ જો આ દેશમાં સર્વ સત્તાધિકારી હતે તો ઘણાં જ વિપરીત પરિણામો આપણને ખમવાં પડતે. જ્યારે અંગ્રેજોએ પીંઢારાઓ અને ઠગોનો નાશ કરીને ભરતખંડમાં શાંતિ ફેલાવી ત્યારે તેઓનું લક્ષ આ દેશના લોકોને કેળવણી આપવા તરફ દોડયું. તેઓએ પ્હેલાં તો પૂર્વની જ વિદ્યાઓની શાળાઓ સ્થાપી. આપણા પંડિતો અને મોલવીઓ જેવા સાંકડા વિચારો ધરાવે છે તેઓથી પ્રજા વર્ગને એવી તે શું સંગીન કેળવણી મળતે કે જેથી આ દેશના લોકોને પોતાના અર્થ, ધર્મ, કામ અને મોક્ષનો રસ્તો માલમ પડતે. આજ કારણને લીધે લોર્ડ વિલયમ બેન્ટીક (સન ૧૮૨૭-૧૮૩૫) પાશ્ચાત્ય વિદ્યાના અભ્યાસ સારુ સ્કુલો અને કોલેજો સ્થાપી અને લોકોને પોતાનું ખરું ખોટુ શું છે તે જોવાની તક આપી. આ સમયમાં બંગાલમાં એક મહાન્ નર થયો જેણે કેટલીક હાનિકારક રીતોને દૂર કરવાની કોશેશ કીધી. તે પોતે બ્રાહ્મણ હતો તે છતાં તેણે અન્ય વર્ણોના લાભ સારુ જે પોતાના વર્ગનું મિથ્યાભિમાન તોડવાના પ્રયત્નો કીધા તે સારુ તેને ધન્યવાદ ઘટે છે. આ મહા પુરુષનું નામ રાજા રામમોહનરાય હતું. મહાત્મા રામમોહનરાયનો જન્મ એક એવા સમયમાં થયો હતો જે આપણા દેશનો અધમમાં અધમ વખત હતો. આર્યાવર્તની અધોગતિ છેક અંત લગી ગઈ હતી. જે દેશનાં વખાણ મેગાસ્થનીસે કીધાં હતાં અને જેની શોભાથી ફાહ્યાન અને હુઆનસાંગ છક થઇ ગયા હતા, તે દેશની હાલત હૃદય પીગલાવનારી થઇ પડી હતી. રાજદ્વારી નજરથી જોતાં તો આ દેશને માટે એવું કહેવું બસ છે કે, તે વખત જેવી ખરાબ સ્થિતિ પ્હેલાં કદી પણ થઇ નહોતી. વાયવ્ય કોણથી ચહડાઇ કરનારાઓ સાતસો વર્ષ સુધી ખટપટી રાજ્ય કરી હવે પોતે જ મોજશોખમાં પડી દુર્દશામાં આવી ગયા હતા. મહાન્ મોગલ બાદશાહીના જેની સામે રોમનું તેજ ઝાંખું પડી ગયું હતું કટકે કટકા થઇ ગયા હતા. ઘણીક પરદેશી પ્રજાઓ આર્યાવર્તના મેદાનમાં ઉતરી પોતાનું પરાક્રમ અજમાવતી હતી. બંગાલમાં અંગ્રેજોનું રાજ્ય સંપૂર્ણ રીતે થઇ ગયું હતું. પણ બાકીના પ્રાંતોમાં મરાઠાઓ લુટમાર મચાવતા હતા અને પીંઢારાઓ તથા ફાંસીગરોએ પ્રજાપર જુલમ કરી આ સ્વર્ગતુલ્યદેશને નરક બનાવી દીધો હતો. બંગાલમાં જો કે અંગ્રેજોનું રાજ્ય થઇ ગયું હતું તોપણ તેઓએ ઉન્નતિને માટે કોઇપણ જાતનાં પગલાં લીધાં નહોતાં. પોલીસ કોર્ટોમાં કાઝીઓ ઇન્સાફ કરતા હતા

તથા સિવિલ અદાલતોમાં ગડબડ ગોટાળો ચાલતો હતો અને રાજદ્વારી સ્થિતિ તેઓને ખરાબ રીતિઓ અને કુચાલો બંધ કરવા સલાહ આપતી નહોતી. સોસીયલ એટલે ખાનગી હાલત પૂર્ણ અંધકારમાં હતી. જ્ઞાતિના સખ્ત બંધને પરસ્પર પ્રીતિનો નાશ કીધો હતો. પ્રાચીન ચાર વર્ણ વ્યવસ્થાને ઠેકાણે ચાર હજાર નાતો થઈ ગઇ હતી. એક બીજામાં લગ્નવ્યવહાર તો અશક્ય હતો. પણ અત્યાચાર એટલી હદ સુધી પ્હોંચી ગયો હતો કે એકનું બનાવેલું ભોજન બીજો ખાય તો નાતબ્હાર મુકવામાં આવતો. બ્રાહ્મણની રસોઇ બ્રાહ્મણ ખાવાને ના પાડતો હતો. બ્રાહ્મણો શિવાય બીજા વર્ણના લોકોએ પ્રાચીન વિદ્યાનો અભ્યાસ સદંતર ત્યજી દીધો હતો. તેઓના વડવાઓએ જે કાંઇ એકત્ર કીધું હતું તે તેમણે દાટી દીધું હતું અને બ્રાહ્મણો પણ પુરાણો વગેરે મિથ્યા પુસ્તકોને વધારે માનતા હતા. સ્ત્રીઓ સાથે ઘણી જ શરમ ભરેલી વર્તણુક ચલાવવામાં આવતી હતી. મૈત્રેયી અને ગાર્ગી જ્યારે થઇ હતી તે વખતે સ્ત્રીઓને વિદ્યાભ્યાસ, ધર્મ અને ખાનગી કામોમાં પુરેપુરો હક હતો. તે એટલે સુધી કે વિદ્વાનોની સભામાં તેઓ ભાષણો આપી શકતી હતી. તેઓની પુંજીનો ઉદ્યોગ કરવાનો તેઓને અધિકાર હતો. લગ્ન પોતે જ પસંદ કીધેલા પુરુષ સાથ કરતી હતી. વિધવાને બીજો ધણી કરવાની રજા હતી. પણ રાજા રામમોહનરાયના વખતમાં છોકરીઓને જન્મતી વખતે જ મારી નાંખવામાં આવતી, તેઓને ભણાવવામાં આવતી હતી નહી. ઘરની અંદરની જમીન જ તેઓને માટે જગત્ હતું. લગ્ન એવી ઉમ્મરમાં કરવામાં આવતાં કે તે વિષે તેઓને ભાન પણ નહોતું. બહુ સ્ત્રીઓ કરવાની કુચાલ ઘણી જ હતી. એક એક માણસ સાઠ સાઠ અને સીતેર સીતેર સ્ત્રીઓનો ધણી થતો હતો. પણ સ્ત્રીને એક પતિ મરી જવા પછી પણ બીજો પતિ કરવાની સખ્ત મનાઇ હતી. તેને તે પતિના મરણ પછી આખી ઉમ્મર વિધવા થઇ શોકમાં રહેવું અથવા સતી થઇ સ્વામીના મૃત શરીર સાથે બળી મરવું પડતું હતું. વિધવાઓ સાથે ઘણા જ તિરસ્કારથી લોકો વાતચિત કરતા અને વ્યવહાર રાખતા. આવી જાતની શોકજનક અવસ્થા તે પ્રજાની થાય છે જે નિરાકાર અને સર્વવ્યાપક ઇશ્વરની પ્રાર્થના છોડી દેઇ મૂર્તિપૂજાના અંધકારમાં પડે છે. આર્યો એક સર્વ શક્તિમાન્ પરમેશ્વરને માનતા હતા અને તેઓનું રાજ્ય ચક્રવર્તી હતું. પણ તેઓના વંશજોએ પોતાના વડવાઓના ઉત્તમ જ્ઞાનવાળા વેદો અને ઉપનિષદોને છોડી જ્યારે જ્યારે પૌરાણિક પૂજાઓ શરુ કીધી ત્યારે તેઓને પણ એવું દુઃખ ખમવું પડયું. એક પરમેશ્વરને ઠેકાણે ૩૩ કરોડ દેવતાઓ અને લાખો જગત્

ગુરુઓ, ઇશ્વરાવતારો અને સાધુઓને પૂજવા લાગ્યા. મૂર્તિઓ અને મંદિરો જેઓનું વેદો અને ઉપનિષદોના સમયમાં નામ પણ નહી હતું તે હવે આખા દેશમાં ફેલાઇ ગયાં હતાં. હજારો સંપ્રદાયો અને મતમત્તાંતરોએ દેશમાં અંધેર મચાવી રાખ્યું હતું. આવા સમયમાં સને ૧૭૭૪ માં રાજા રામમોહનરાયનો જન્મ રામકાંતરાય બેનરજીને ત્યાં થયો. તેઓનો જન્મ પ્રજાને માટે અંધકારમાંથી કાઢનાર આકાશવાણી જેવો હતો. તેઓનું આખું જીવન એક ઇશ્વરી જવાળા હતી. જે જોઇ અંધારામાં રસ્તો ખોઇ પડેલાઓ પાછો ખરો માર્ગ લે. તે સમયના લોકોએ તેઓની કાંઇ પણ કદર કીધી નહીં. તેઓ અન્ય દેશમાં મરણ પામ્યા પણ હિંદની એક પણ આંખે તેઓને માટે રુદન કીધું નહીં. પરદેશીઓએ તેઓનો શોક પાળ્યો. પણ આ સમયના લોકો તેઓને હિંદના પહેલા સુધારકનું માન આપવાને અચકાશે નહીં. તેઓ મૂર્તિપૂજાની કેટલા વિરુદ્ધ અને વેદો તથા ઉપનિષદોને કેવી ચુસ્ત રીતે માનતા હતા તે તેઓના નીચે ટાંકલા શબ્દોપરથી જણાઇ આવશે.

'બ્રહ્મ એક સર્વવ્યાપક શક્તિ છે. જેના જન્મ, નાશ, ઉન્નતિ અને અધોગતિ થતાં નથી. તે સંપૂર્ણ જ્ઞાનવાન્ અને નિરાકાર છે. તેની શક્તિઓ અને ગુણો અસંખ્ય છે અને તેથી જ તેને ઘણાં નામોથી બોલાવવામાં આવે છે. બ્રહ્મ જ જગતનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે. તેણે જ સૃષ્ટિને ઉત્પન્ન કરેલી અને તે જ પાલન કરે છે. જે વસ્તુ મૂર્તિમાન્ હોય તે નાશ પામનારી હોય છે અને બ્રહ્મ અવિનાશી છે તેથી બ્રહ્મની મૂર્તિ નથી એમ સિદ્ધ થાય છે. વેદમાં એકની જ ઉપાસના છે. બ્રહ્મની ઉપાસના કરનારો સર્વમાં શ્રેષ્ઠ છે. વેદોના પઠન પાઠન અને શ્રવણથી બ્રહ્મની ઉપાસના થાય છે. જેમ સન્યાસીને બ્રહ્મની ઉપાસનાનો અધિકાર છે તેમ જ ગ્રહસ્થને પણ છે. બ્રહ્મ ઉપાસક વર્ણ, આશ્રમ અને લોક રીતીને માન આપે તો સારું છે અને નહી માને તો કાંઇપણ હાનિ નથી. બ્રહ્મજ્ઞાન થવાથી જીવ જન્મ અને મરણના બંધનથી છુટી જાય છે એટલે મોક્ષ પામે છે."

રાજા રામમોહનરાયને જે જે કષ્ટો વેઠવાં પડયાં અને જે દ્દઢતાથી તેઓએ સતીનો કુચાલ બંધ પાડયો, વેદાભ્યાસ અને પાશ્ચાત્ય કેળવણીનો પ્રચાર કર્યો અને પાર્લામેંટમાં હિંદુસ્તાનના રાજ્ય વ્હેવાર સારુ લડત કીધી તે શું તેઓના નામને અમર કરવાને ઓછી છે ? તેઓનો આશય પ્રજામાં વેદોનું જ્ઞાન ફેલાવવાનો હતો અને એજ કારણથી તેઓએ બ્રહ્મોસમાજ સ્થાપી હતી. તેઓનાં (૧૮૩૩ માં) મરણ પછી બ્રહ્મોસમાજમાં વેદના

અભ્યાસીઓની ખામીને લીધે સર્વ ધર્મોના પ્રમાણો દાખલ કરવાનો અને પ્રાર્થનાઓમાં મુસા, ઇસા વગેરે પેગમ્બરોનાં નામો લેવાનો વિચિત્ર નવો રીવાજ પડી ગયો. આથી પ્રજા વર્ગમાં તે સમાજ ધર્મ વિરુદ્ધ ગણાવા લાગી. અન્ય મતમતાંતરોના ગ્રન્થોના સિદ્ધાંતો બતાવવામાં આવતા પણ વેદો અને ઉપનિષદોને પાછા ખુણામાં દાબી દેવામાં આવ્યા. આથી તેઓ તરફ અરુચિ ફેલાઇ ગઇ અને સંપ્રદાયો તથા પાખંડીઓને પાછો દેશમાં અંધકાર ફેલાવવાની તક મળી. પણ આર્યાવર્તના ખરેખરા મ્હોટા ભાગ્ય કે એ સમયમાં એક મહાન્ પુરુષ અમોને જડ જેવી મુર્ખતામાંથી ચૈતન્ય વેદરૂપી આત્માદ્વારા સજીવન કરવાને ઉત્પન્ન થયો જેનું નામ દયાનંદ સરસ્વતિ હતું, તેઓની બાલ અવસ્થાનું જીવન ચરિત્ર અમે તેઓના જ શબ્દોમાં નીચે આપીયે છીએ.

"ઘણાક લોકો મને પુછે છે કે તમો બ્રાહ્મણ છો એમ અમોને કેવી રીતે ખાતરી થાય. હા તમો પોતાના ઇષ્ટ મિત્રો અથવા નાતીલાઓથી પત્ર વ્યવહાર કરી અમોને બતાવો તો આ સંશય દૂર થાય. આની વિરુદ્ધમાં ઘણાંક કારણો છે. પ્રથમ તો હું જગતના મોહનો ત્યાગ કરી સંન્યાસી થયો. હવે જો મારા સંબંધીઓને મારા વિષે ખબર પડે તો તે પાછા મારી શોધ કરે અને મને મળે. પછી તેઓના મોહથી મને તેઓની સ્થિતિ વિષે લાગણી ઉત્પન્ન થાય અને જે બંધનોથી હું મુક્ત થયો છું તેમાંજ પાછો ફસાઉં. બીજું તેઓની માયાથી જે દેશને સુધારવાનું કામ મેં મારે માથે લીધું છે તેમાં વિઘ્ન પડે અને જે કાર્યને માટે મારા પ્રાણને પણ અર્પણ કરવાનું મેં મારૂં કર્તવ્ય સમઝ્યું છે તે અધુરી અવસ્થામાં જ પડયું રહે. તો પણ હું મારી જાતિ વિષે અહીંયા થોડુંક બોલું છું જે જીજ્ઞાસુઓના નિશ્ચય માટે પુરતું થશે. મારો જન્મ સંવત્ ૧૮૮૧ માં મોરબી સંસ્થાનમાં સામવેદી ઔદીચ્ય બ્રાહ્મણને ત્યાં થયો હતો. પાંચ વર્ષની ઉમ્મરમાં મને બાલબોધ શીખાડવાનું શરૂ થયું અને મારા વડવાઓ મોટા સ્તોત્રો, મંત્રો અને તેઓની ટીકાઓ એટલે ભાષ્યો મને ગોખાડતા હતા. સંવત્ ૧૮૮૮ માં જ્યારે હું આઠ વર્ષનો થયો ત્યારે મને યજ્ઞોપવીત દેવામાં આવ્યું અને ગાયત્રી તથા સંધ્યા કરવાનો વિધિ મને શીખાડવામાં આવ્યો. પછી મેં રુદ્રી અને યજુર્વેદની સંહિતાનો આરંભ કીધો, એજ વર્ષમાં મારી બેનનો જન્મ થયો. મારા કુલના લોકો શિવના ભક્ત હતા અને મને પણ મારા પિતા પાર્થિવપૂજન અર્થાત્ માટીનું લિંગ બનાવી તેની પૂજા કરવાને કહેતા હતા. સંવત્ ૧૮૯૦ માં જ્યારે હું દશ વર્ષનો થયો ત્યારે હું પણ પાર્થિવપૂજન કરતો હતો. હવે મારા પિતાએ મને શિવરાત્રીનું વ્રત,

કરવાને જાગરણ કરવાને અને કથા સાંભળવાને કહ્યું. મારા માતા કહેતાં કે હું હમણા કોમળ વયનો છું અને વ્રત કરવા લાયક નથી. મારા પિતા મને મંદિરોમાં લેઇ જતા અને કહેતા કે શિવની ઉપાસના સર્વથી શ્રેષ્ઠ છે. આવી રીતના ગુંચવણમાં મારી ઉમ્મર ચૌદ વર્ષની થઇ. સં. ૧૮૯૪ માં મેં યજુર્વેદની સંહિતા કંઠે કીધી અને શબ્દરૂપાવળી જેવા વ્યાકરણનાં નાના ગ્રન્થોનો પણ અભ્યાસ કીધો. મારા પિતાનો ધંધો નાણા ઉઘરાવવાનો હતો. અમારા કુટુંબની આજીવિકા ભિક્ષાથી ચાલતી નહોતી. વંશપરંપરાથી વહીવટદારનું કામ પણ અમારા કુટુંબમાંજ ચાલ્યું આવતું હતું અને સરકારી કર ઉઘરાવવાના કાર્ય સારૂ કેટલાક સીપાઇઓ પણ મારા પિતાની ચાકરીમાં હતા. મારા પિતાએ મને શિવરાત્રીનો અપવાસ કરવા કહ્યું અને કથા પણ સંભળાવી. તે કથા મને તે વખતે ઘણીજ પ્રિય લાગી અને અપવાસ કરવાનો નિશ્ચય કીધો. જ્યારે ચતુર્દશીની સાંઝ થઇ ત્યારે મને પૂજાનો વિધી શીખાડવા મંદિરમાં લેઇ જવામાં આવ્યો. પહેલી અને બીજી પૂજાઓ સમાપ્ત થઇ. રાત્રિનો અર્ધો કાળ વીતી ગયો. લોકો ઉંઘને લીધે પોતપોતાની જગ્યાપર ઝોંકા ખાવા લાગ્યા. પણ હું વ્રત નિષ્ફળ નહી થાય તે માટે જાગતો હતો. મારા શિવાય બધા માણસો ભર ઉંઘમાં પડેલા હતા. તે વખતે દરમાંથી એક ઉંદર નીકળ્યો અને મહાદેવની પિંડીની ચારે બાજુએ ફરવા લાગ્યો. તથા ચોખા વગેરે જે પડેલા હતા તે ખાવા લાગ્યો. આ જોઇ મને ઘણી જાતના વિચારો થવા લાગ્યા. હું મારા મન સાથે કહેવા લાગ્યો કે આ શું ? જે મહાદેવની કથા મેં સાંભળી છે તેમાં તેને તો એક દેવતા જેવા, હાથમાં ત્રિશૂળ ગ્રહણ કીધેલા, બળદપર બેઠેલા કૈલાસના ધણી અને અસુરોને મારનારા વર્ણવેલા છે. પણ આ કોણ છે, જે એક નાના ઉંદરને પણ નસાડી શકતા નથી. આવા સંદેહો મારા મનમાં થવા લાગ્યા. મેં મારા પિતાને જગાડીને બધી વાત તેઓને કહી. તેઓ પહેલાં તો ઘણા ક્રોધાયમાન થયા. પણ પછી મને સમજાવવા લાગ્યા કે આ તો ફક્ત તેમની મૂર્તિ છે. કેમકે કલિયુગમાં શિવ સાક્ષાત્ દર્શન આપતા નથી તેથી તેમની પત્થરની મૂર્ત્તિ બનાવી પૂજીએ છીએ અને આમ કરવાથી મહાદેવ પ્રસન્ન થાય છે. તેમના આમ કહેવાથી મને કંઇ પણ સંતોષ થયો નહી પણ ઉલટું મને લાગ્યું કે આમાં તો કપોલકલ્પિત ઘોટાળો છે. થોડા સમય પછી હું પિતાની રજા લેઇ ઘરે આવ્યો અને માતા પાસે ખાવાને માંગ્યું. મારી માતાએ મને કહ્યું કે હું પ્હેલાં જ કહેતી હતી કે તારાથી અપવાસ થઇ શકશે નહી. પછી મને થોડીક મીઠાઇ આપી. તેજ દિવસથી મારા મનમાં મૂર્તિપૂજા વિષે શંકા

ઉત્પન્ન થઇ. અને આર્યોના ધર્મપુસ્તકોમાં આવી મિથ્યા વાતો છે કે સત્ય નિરાકાર સર્વવ્યાપક સર્વશક્તિમાન્ ઇશ્વરની ભક્તિ છે તેનો નિશ્ચય કરવાનો વિચાર થયો."

આ સ્વામી દયાનંદનાં વચનો છે. આ પુસ્તક કાંઇ એ વીર પુરુષનું વિસ્તારપૂર્વક જીવન વૃત્તાંત નથી પણ તેમણે શું કીધું તે કાર્યોપર એક નજર નાંખી છે. ઇંગ્લીશ વિદ્યાના પ્રતાપથી હિંદુસ્તાનમાં એક મોટી ઉથલપાથલ થવા લાગી. જુના વિચારના લોકો તો મૂર્તિપૂજા અને પુરાણોના ગપોડાઓ ધર્મ છે એમ ચુસ્ત માની બેઠા હતા. પણ સ્કુલ અને કોલેજોનાં પસાર થયેલા નવીન કેળવણીની ઝલકથી પ્રકાશ પામેલા વિદ્યાર્થીઓ મોટા ગુંચ-વાડામાં આવી પડયા. એક તરફ સાયન્સ તેઓને સિદ્ધ કરી આપતું કે પૃથ્વી ગોળ છે અને સૂર્યની આસપાસ ફરે છે ત્યારે બીજી બાજુએ ધાર્મિક પુસ્તકો કહેતા હતાં કે પૃથ્વીને હિરણ્યાક્ષ સાદડીની પેઠે વીંટાળીને સુઇ રહ્યો અને ઇશ્વરે વરાહનો અવતાર લેઇ તેની સાથે હજારો વર્ષ સુધી યુદ્ધ કરી મારીને પાછી પૃથ્વીને પાથરી દીધી. ખરેખર પુરાણ રચનારા પણ મોટા મશ્કરા હતા. લિંગ અને ભગની સ્તુતિ કરી ઇશ્વરને કાચબો માછલો અને ઠાંગુજી ઠોકી બેસાડયો તથા એક અતિ નીચ પ્રાણીનું શરીર ધારણ કરી હિરણ્યાક્ષને મારવા કુદી પડયો એમ પણ લખી નાંખ્યું. કાંઇ સમજ પડતી નથી કે હિરણ્યાક્ષને મારવા સારૂં કુકરજ બનવું ઇશ્વરે કેમ પસદ કીધું? જો એમ કહીએ કે કુકરનાં દાંતો ચીરનારા હોય છે અને તેથી રાક્ષસનું ફાડી નાખવું સ્હેલ હતું તેને માટે આવો અવતાર લેવો પડયો, તો શું ઇશ્વર મનુષ્યરૂપ લેઇ કોઇ એવાજ ફાડી નાંખનારા અસ્ત્રથી એને મારી નહી શકતો હતો? પણ ખરી વાત તો એ છે કે વામમાર્ગીઓ ઘણાંજ નીચ વિચારના હતા, જ્યારે નિર્લજ થઇ લિંગ વગેરેની પૂજા કરતા હતા અને માંસમદિરાને મુક્તિના સાધન સમજતા હતા ત્યારે ઇશ્વરને પણ પોતાના જેવો નીચ અને ઉચ્છિષ્ટ ખાનારો બતાવવામાં તેઓને શું હરકત હતી? જ્યાં જેવા વિચારના મનુષ્યો હોય છે ત્યાં ઇશ્વરને પણ તેવાજ વિચારોનો આધષ્ઠાતા માનવામાં આવે છે. ઠગો અને ફાંસીગરો મનુષ્યોની હત્યા કરતા હતા તેથી પોતાની દેવીને પણ તેઓએ હત્યા કરનારી તથા લોહીથી ખરડાયેલી માનેલી હતી. વૈષ્ણવ સંપ્રદાયના લોકો પોતે ઘણા કામાધીન હોય છે અને આજ કારણુ-સર તેઓ શ્રીકૃષ્ણને પણ સોળ સોળ હજાર સ્ત્રીઓથી ક્રીડા કરનારા બતાવે છે. વિદ્યા બતાવતી કે ઇશ્વર સર્વવ્યાપક, નિરાકાર અને અજન્મા છે ત્યારે અવિદ્યાના ચોપડાઓ પુરાણો કહેતા કે ઇશ્વર રાક્ષસોને મારવા સારૂં વરાહ,

વામન, રામ વગેરેનો અવતાર ધારણ કરે છે. અને પોતાનોજ નિયમ કે હું અજન્મા છું તેનો ભંગ કરે છે. જ્યારે સાયન્સ સૂર્યને એક ગોળો, પૃથ્વીથી કેટલાક લાખ ગણો મોટો અને જેમાં પ્રવાહીરૂપ તત્વો બળ્યા કરે છે એવો સિદ્ધ કરી બતાવે છે ત્યારે અવિદ્યા સૂર્યને એક દેવ સાત મ્હોડાવાળા ઘોડાના રથપર ચઢેલો ચિતારી, તેની પણ પૂજા કરવી મનુષ્યનું કર્તવ્ય છે એવું લખા માણસોમાં ગ્રહપૂજાનું ચેટક ફેલાવતી. પૃથ્વી ગાયનું રૂપ ધારણ કરી રાક્ષસોના ત્રાસથી થરથર ધ્રુજતી અને બરાડા મારતી નારાયણ પાસે જતી અને નારાયણ રાક્ષસોને મારવા સારૂ રામકૃષ્ણ આદિનો અવતાર લેવાની તેની પાસે પ્રતિજ્ઞા કરતા. આવાં આવાં મિથ્યા વચનોથી મનુષ્યને ઇશ્વરજ્ઞાનથી રહિત રાખવામાં પૌરાણિક પંડીતોએ કાંઈ પણ ખામી રાખી નથી. હવે જ્યારે વિદ્યા અને કેળવણીનો પ્રસાર થયો અને મનુષ્યો ખરું ખોટું સમઝવા લાગ્યા ત્યારે તેઓના મનમાં શંકાઓ ઉત્પન્ન થવા લાગી અને તેઓને પૌરાણિક ધર્મ સમુળગો સૃષ્ટિનિયમ વિરુદ્ધ જણાયો. બ્રહ્મોસમાજ સ્થાપના થઇ પણ બંગાળ શિવાય બીજા પ્રાંતોમાં તેની અસર નજીવી થઇ. કેમકે બીજા ધર્મો અને મતોના પેગમ્બરો અને ઉપદેશકોના નામો તેઓએ પોતાની પ્રાર્થનામાં દાખલ કીધા, પણ અસલ જુના વૈદિક ધર્મનું એક પણ વાકય તેઓએ લીધું નહી. સમજુ માણસોએ જોયું કે આ કાંઈ ધર્મ નહી કહેવાય કે જેમાં મુસા, ઇસા, ચૈતન્ય વગેરે બધાનાંજ વાકયો મિશ્રિત કરવામાં આવ્યાં છે. અહીંથી એક ફકરો બીજી જગ્યાથી બીજું વાકય લેઈ એક ખીચડી જેવું ભેળસેળ બનાવવાથી અસલની પણ શોભાને ડાઘ લાગવા જેવું થઈ ગયું, વળી અધુરામાં પૂરું તો આ થયું કે મહાશય કેશવ ચંદ્રસેન જે બ્રહ્મો સમાજના અધ્યાપક હતા તે પેહેલાં શાક્ત હતા અને વેદાદિક પુસ્તકોનો તેમણે અભ્યાસ પણ કીધો નહતો, શાકતો દેવીને સાક્ષાત્ સૃષ્ટિ ઉત્પન્ન કર્તા માને છે તેમ તેઓ પણ ઇશ્વરને પોતાની પ્રાર્થનાઓમાં માતાના નામથી બોલાવતા. એક તરફ બાયબલ વગેરેના થોડાંક સિદ્ધાંતો બીજી તરફ પોતાનાં મનમાં ઠસેલા વિચારો એ સઘળાનો એક જથ્થો બનાવી સોસાઇટીમાં ધર્મને નામે આગળ મુકવાથી કાંઇ પણ અસર થઇ શકે નહી. કેળવાયલી પ્રજા ક્રિશ્ચન પુસ્તકોને જ્યારે વાંચતી ત્યારે તેમાં પણ પુરાણો જેવી મિથ્યા વાતો જોઇ તેઓ તેને સાયન્ટીફીક એટલે વિદ્યાનુકુલ ધર્મ કહેતાં અચકાતી. જ્યારે મુસલમાનો તરફ દૃષ્ટિ નાંખતી ત્યારે કબરોની પૂજા, તાજીયા બનાવી ધામધુમ કરવી, બીજાઓ પાસે માનતાઓ માંગવી, ઘણીક હદીસો જે કોઇ પણ રીતે સંભવિત નથી તેઓનાં કરામતો તથા મોજેઝાઓ અથવા સૃષ્ટિનિયમ

વિરુદ્ધ કાર્યોને સત્ય સમઝાવા, બીજા ધર્મવાળા તરફ જીહાદનો હુકમ, જેમ કુરાનમાં છે તેથી વિરુદ્ધ મોળવીઓનાં ભાષણો, ઘણી સ્ત્રીઓ સાથે લગ્ન કરવાં, ફકીરોની મોટી સંખ્યા જે ભીખ માંગવાને પણ કુરાનથી સિદ્ધ કરી દેશની દરિદ્રતામાં વધારો કરે છે. આવા આવા દૃષ્ટાંતોથી પ્રજાવર્ગ તે ધર્મની ખરેખરી વ્યવસ્થાથી અજ્ઞાન હોવાને લીધે તે તરફથી પણ નિરાશ થતો હતો. હવે સમય એવો આવ્યો હતો કે કેળવાયેલાઓ ખુલ્લે ખુલ્લા નાસ્તિક થવા લાગ્યા હતા. અને આવા વખતમાં સ્વામિ દયાનંદનો લોકોને વેદોના ખરા ઉપદેશોથી નાસ્તિકપણાના ખાડામાંથી બચાવવાનો પ્રયત્ન ઘણોજ સ્તુતિપાત્ર હતો. અને તેઓનું આ કાળમાં જન્મવું એ આર્યાવતના મોટાં ભાગ્ય હતાં. હવે સ્વામિજીએ જે જે કાર્યો કર્યાં છે તેઓપર આપણે એક નજર નાંખી અપક્ષપાતથી વિચારીશું તો ખરેખર તેઓ એક મહર્ષિ હતા એમ કહેવામાં આપણને કાંઇ પણ હરકત નથી.

## પ્રકરણ ૫ મું.

મહાન્ પુરુષોના જીવનનાં બે વિભાગો થાય છે. પેહેલામાં તેઓ પ્રાર્થનાઓ અને શુભ ઇચ્છાઓ ધારણ કરે છે અને બીજામાં ધારણ કીધેલી શુભ ઇચ્છાઓને પૂરી કરવા સારુ પુરુષાર્થ કરી સૃષ્ટિને દેખાડે છે. વિદ્વાન્ હમ્બોલ્ટને સમુદ્ર, પર્વત, અને સૃષ્ટિના સીનોની વ્યવસ્થા પેહેલાંથી કેવી હતી એ જાણવાની જ્યારે ઇચ્છા થઇ ત્યારે પૃથ્વીની બે વખતે મુસાફરી કરી પોતાના સંદેહોને નિશ્ચયમાં બદલાવી દીધા. આ કારણથી તેને ન્યુટન કરતાં પણ અધિક માનથી જોવામાં આવે છે. અને તેને બીજો એરીસ્ટોટલ કહેવામાં આવે છે. સાધારણ સવાલનો ફડચો આણવાથી કોઇ પણ માનને પાત્ર થતો નથી. કઠિણ પ્રોબેલમ્સ (problems) એટલે સવાલોનો નિર્ણય કરનારાઓને જ ધન્યવાદ ઘટે છે. ધોરી રસ્તાપર ચાલનાર કાંટાની ઝાડીમાંથી પસાર થતા વટેમાર્ગુ કરતાં વિશેષ હિમતવાન ગણાતો નથી. પણ પોતાનું જ કુટી મારનાર કરતાં બીજાઓ સારૂં પોતાનો પ્રાણ અર્પણ કરનાર વધારે મહાન્ ગણાય છે. જ્યારે આપણે જે સવાલોપર સ્વાવી દયાનંદે પોતાનું જીવન ગાળ્યું તેપર દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે આપણને કહેવું પડે છે કે તે સવાલો ઘણાંજ કઠિણ હતા. નેપોલ્યન પોતાના બાહુબળથી યૂરોપના રાજાઓને પુતળાંઓ પેઠે નચાવી શક્યો પણ આ સવાલનો જવાબ

આપવામાં તે પણ અશક્ત હતો. જ્યુલીઅસસીઝર, અલેકઝાંદર ધી ગ્રેટ, મહમુદ ગીઝનવી, શિવાજી અને વેલીંગટન જેવા શૂરવીરો કે જેઓએ લાખો મનુષ્યોને પોતાની ભુજાના પરાક્રમથી જીત્યા તેઓ પણ આ સવાલ સામે દાસો પેઠે હાથ જોડી ઉભા રહ્યા. જે ભયંકર પશુથી રૂસ્તમ અને અફ્રાસિયાબ જેવાઓ પણ વેગળા નાઠા તેની પીઠપર દયાનંદને સવાર થવાની ઇચ્છા થઇ જે સિંહના નાદથી મેઘનાદ પણ કંપી ગયો તેને પાળવાને દયાનંદ તૈયાર થયો. આ સર્વ સૃષ્ટિને કંપાવનાર તે કોણ છે? મૃત્યુ. મૃત્યુથી કેમ મુક્ત થવું એ સવાલનો ફડચો આણવા દયાનંદે પોતાનું જીવન અર્પણ કીધું. તેણે સિદ્ધ કરી આપ્યું કે મનુષ્ય મૃત્યુને કેમ જીતી શકે છે. સ્વામીનું આખું જીવન મૃત્યુ અને તેનાથી મુક્ત થવું એનો જ સારાંશ છે. આ સવાલનું મહત્વ તેની નસો રગો અને તેના રૂધિરમાં સમાઇ ગયું હતું અને તેની જવાળા જે તેના શરીરમાંથી ઉપર જવાનો પ્રયત્ન કરતી હતી તેને કોઇ પણ પૃથ્વીની શક્તિ નીચે દબાવી શકતી નહી. જેમ આકાશમાં ઉડનાર ગરૂડપક્ષીને કોઇ ભોંયપર પેટે ચલાવી શકતું નથી તેવી જ રીતે આ તેની મહાન્ ઇચ્છાને કોઇ ગુંગળાવી શકતો નહી. માતા પિતાનો મોહ અને ધનની કામના તેની નજરમાં તુચ્છ હતાં, તેનું કાર્ય મહોટું હતું અને તેઓ આ કાર્યમાં તેને મદદ કરી શકતા નહી હતા. લગ્નની પ્રિય અને મોહ પમાડનારી ગાંઠ તેણે બાંધી જ નહી કેમકે લગ્ન તેની કામનાને તૃપ્ત કરી શકવા અસમર્થ હતું. આ સવાળની પાછલ તે જંગલમાં જતો રહ્યો. જેમ નદીનો એક પ્રવાહ પહાડી જમીનને કાપીને ઉછળતો જોરથી આગલ ધસ્યો જાય છે અને જ્યાં સુધી તે સમુદ્રને મળતો નથી ત્યાં સુધી તેનો વેગ શાંત થતો નથી તેવી જ રીતે દયાનંદનો આત્મારૂપી પ્રવાહ માતાપિતાના ઘરને છોડી લોભ, ઇર્ષ્યા, અત્યાચાર, અનાચાર, દ્વેષ વગેરેના સખ્ત ખડકોને કાપીને જ્યાં સુધી પરમાનંદના મહાસાગરને મળ્યો નહી ત્યાં સુધી તે આગલ વધતો જ ગયો. બાલબ્રહ્મચર્ય એ એક એવું વિચિત્ર અને બળવંત સાધન છે કે એના જેવું પૃથ્વીપર બીજું સાધન મળી શકતું જ નથી. ભિષ્મ પિતામહ રાજા યુધિષ્ઠિરને કહે છે કે જે મનુષ્ય જન્મથી મરણ પર્યંત બ્રહ્મચારી રહે છે, તેને માટે એવી કોઇ પણ વસ્તુ નથી કે જે તે પ્રાપ્ત કરી નહી શકે. મહર્ષિના શરીરપર જો આપણે દૃષ્ટિ નાંખીયે તો આપણુને ન માલમ થાય છે કે અખંડ બ્રહ્મચર્યને લીધે તેમના શરીરપર શારીરિક અને આત્મિક ઉન્નતિ સમ અવસ્થામાં પ્રકાશમાન્ હતાં. ઉંચાઇ છ ફીટની, સુંદર અને મજબૂત શરીર, વીર્ય રક્ષા, માંસમદિરાથી રહિત પુષ્ટિ કારક દુધ અને

અન્ન આદિ શુદ્ધ ભોજનની ઉત્તમતાનો સંપૂર્ણ નમુનો આપણી સમક્ષ છે. માથાના મધ્યભાગ ઉપરની ખોપરીને સામુદ્રિક વિદ્યાથી જોઇએ તો પરિપૂર્ણ ભેજું અને જ્ઞાનથી ભરેલું મગજ માલમ પડે છે. આંખોથી બુદ્ધિના દર્શન થાય છે. મ્હોડાપર બ્રહ્મતેજનો ઝળકાટ જોનારના ચક્ષુઓને ચમકાવે છે. બોલવાથી બધાના હૃદયો તેની તરફ ખેંચાય છે. કાશીના પણ્ડિતો છાનામાના તેની બોલવાની ઢબ સાંભળી જતા કે જેથી સ્પષ્ટ ઉચ્ચાર કેવી રીતે કરવો તે તેઓ શીખતા હતા. તેના વેદમંત્રોને ગાયન વિદ્યાના સંપૂર્ણ નિયમો સાથે ઘણા જ મધુર સ્વરે ગાવાથી વિચાર થતો કે ગાયન વિદ્યાના મ્હોટા વિદ્વાનોથી તેણે ભાગ લીધો હતો. પોતાના ગુરુ સ્વામિ વીરજાનંદ જેવી તેમની પણ સ્મર્ણ શક્તિ પૂરેપૂરી મજબૂત હતી. સન ૧૮૫૭ ના બળવાને વખતે સ્વામિ દયાનંદને પોતાની ગુપ્ત શક્તિ બતાવવાની ઘણી જ સારી તક હતી અને ગારફીલ્ડની પેઠે માન મેળવવાનું મ્હોટું ચાન્સ હતું પણ સૃષ્ટિના અધિકારીઓને પ્રસન્ન કરવાને તેણે જન્મ નહોતો લીધો. સોક્રેટીઝની પેઠે તે નગ્ન પગોથી બરફવાળા હિમાલય પર્વતમાં પોતાના અખંડ બ્રહ્મચર્યની ઉષ્ણતાથી પોતાની ઇચ્છા તૃપ્ત કરવા ધસ્યો. હમબોલ્ટની પેઠે નર્મદાનું મૂળ શોધવા ઝાડ અને જંગલોમાંથી કષ્ટ વેઠતો પસાર થયો. હમબોલ્ટ એનડીઝપર ખચ્ચરોની પીઠપર બધો સામાન લેઇ ગયો હતો અને સ્પેનના રાજાની જ્યારે ત્યારે મદદ માંગતો હતો. પણ સ્વામિએ કોઇની મદદ માંગી નહીં હમ્મેશ પોતાના જ બળથી પોતાનું કાર્ય સિદ્ધ કરી બ્રહ્મચર્યને સાર્થક બતાવી આપ્યું. બ્રહ્મચર્ય પછી બીજું સાધન યોગ છે. જેને પ્રાપ્ત કરવાને સ્વામિ દયાનંદ હિમાલય અને આબુના પર્વતોમાં યોગીઓથી મળ્યો. શ્રુતિઓથી માલમ થતું કે ઇશ્વરદર્શન વગર મોતથી રહિત થઇ શકાતું નથી અને યોગદૃષ્ટિ વગર આત્મા ઇશ્વરના દર્શન કરી શકતો નથી. તેના સવાલનો જવાબ યોગસમાધિથી મળી શકતો હતો. તેની બુદ્ધિ, અદ્ભુત સ્મરણશક્તિ, વેદવિદ્યા, પરોપકાર, શૂરાતન, દૃઢ ઇચ્છા, ધાર્મિક જીવન, પૂર્ણ-આત્મબળથી પાખંડનું ખંડન, નિરપેક્ષ થઇ વેદોક્ત સત્યનું મંડન કરવું અને અંતમાં મૃત્યુપર વિજય મેળવી ભય તથા ચિન્તાના મૂળોને યોગબળથી કાપી નાંખવા આ સઘળી બાબતો બતાવી આપતી હતી કે તે એક મ્હોટો ઋષિ હતો અને ઋષિઓના જીવનો કેવાં હતાં તેનો એક આબેહુબ નમુનો હતો. મનુષ્યો પોતાના દોષોને પણ ગુણો બતાવવા અચકાતા નથી. યુરોપના વિદ્વાનો પોતાની ખોટી થીયોરીને પણ સિદ્ધ કરવા અસંખ્ય દાખલાઓ ઘડવા ચુકતા નથી. કાશીના પંડિતો મુખથી નીકળેલા ખોટા વાક્યને

બતાવવામાં પોતાની વિદ્યાનું બળ ખરચ કરે છે અને આવા અધર્મથી તેઓને લેશ પણ ભય થતો નથી. સ્વામિ દયાનંદના મહર્ષિ થવામાં શું સંદેહ છે કે પૂનામાં પોતાનું જીવન વર્ણન કરતાં પોતાના આગળના દોષો અને અજ્ઞાનને જાહેર કરવામાં તેઓએ જરા પણ આનાકાની કીધી નહી. મુરાદાબાદમાં જ્યારે વેદધર્મનો ઉપદેશ તેઓ કરતા હતા ત્યારે તેમનાથી એક અશુદ્ધ શબ્દ બોલાઇ ગયો. એક છોકરાએ કહ્યું કે સ્વામિજી તમોએ ભૂલ કીધી છે સ્વામિજીએ કહ્યું કે હા મેં ભૂલ કીધી છે. બીજે દિવસે તે છોકરાએ કેટલાક માણસો સન્મુખ પાછું સ્વામિજીને કહ્યું કે કાલે તમે ભૂલ કીધી હતી. સ્વામિજીએ તરતજ હા પાડી પણ જ્યારે તે વારંવાર એ વિષે મશ્કરી કરવા લાગ્યો ત્યારે સ્વામિજીએ કહ્યું કે મેં ભૂલ કીધી હતી અને તે સ્વીકારી પણ લીધી પણ તમે બાળલીલા કરવાનું ચાલુ જ રાખ્યું છે. આજ કાલના પંડિતો પોતાની બરાબરના વિદ્વાનને મૂર્ખ અને પોતાથી જે વધારે વિદ્વાન્ હોય તેને ગાંડો કહે છે. જ્યારે બીજા કોઇ પણ શાસ્ત્રીની તેમની પાસે સ્તુતિ કરવામાં આવે ત્યારે તેઓની આંખો દ્વેષ અને ક્રોધથી લાલચોળ થઇ જાય છે. પણ ઋષિઓ ઇર્ષ્યા રહિત હતા તેઓ પોતાના દોષોને માની લેતા અને બીજાના ગુણોની પ્રશંસા કરતા. સ્વામિજી આબુના યોગિ રાજો અને હિમાલયના ગંગાગિરિ કે જેણે તેમને યોગવિદ્યાનું રહસ્ય શીખડાવ્યું હતું તેમના તેમ જ સ્વામી વિરજાનંદના વખાણ કરતા કદિ પણ થાકતા નહોતા. જ્યારે અમે મહર્ષિની આ વાતો વર્ણન કરીયે છીયે ત્યારે અમારું ધ્યાન ઉપનિષદોના સમયપર દોડી જાય છે. તે વખતે ઋષિઓ પોતાના દોષોને માની લેતા હતા અને જે પ્રશ્નો તેમને પુછવામાં આવતા તેનો જવાબ દેવામાં જો તેઓ અશક્ત હોય તો પ્રશ્ન કર્તાને સ્પષ્ટ શબ્દોમાં કહી દેતા કે અમો અશક્ત છીયે પછી પોતાને સંતોષ મેળવવા બીજા ઋષિ પાસે જતા. દયાનંદમાં પણ તેવા જ ગુણો હતા. લોકો તેમને કૃષ્ણાવતાર કહેવાને આતુર હતા. રાજપૂતાનાના એક મહારાજાયે તેમને શિવલિંગ પૂજાના મંડન વિષે એક મ્હોટી ધનવાન્ ગાદી દેખાડી હતી પણ આવી પદવીઓ અને ગાદીઓને લાત મારી આર્યસમાજના સ્થાપક હોવા છતાં એક સભાસદ અને ઉપદેશક જ રહ્યા. એ શું ઋષિનું કાર્ય નહી કહેવાય. માનનો પ્રવાહ આ જગતમાં એવો જોરથી વહે છે કે મ્હોટા મ્હોટા રાજાઓ અને વિદ્વાન્ પંડિતો તેમાં મૂર્ચ્છિત થઇ વ્હેતા નજરે પડયા છે. ઘણા જ થોડા સૅક્રેટીઝ અને ન્યુટન જેવા છે જેઓ સત્યને ગ્રહણ કરી કહેતા કે અમે તો વિદ્યાના મહાસાગરના કાંઠાપર કાંકરા એકઠા કરનાર

છોકરાંઓ છીએ. સ્પેનસર અને ગ્લેડસ્ટન જેવા મહા પુરુષો જેઓએ ડીગરીઓ અને માનમરતાબાને તિલાંજળી આપી એવા ઘણા જ થોડા છે, પણ કોઇપણ મનુષ્ય ઋષિ નથી થઇ શકતો જ્યાં સુધી કે તેણે લોકોમાં નામનાની ઇચ્છા, મોજશોખની ઇચ્છા અને પુત્ર વગેરેની ઇચ્છાનો સંપૂર્ણ ત્યાગ કીધો નહી હોય. સંયુક્ત પ્રાંતોમાં એક વખતે સ્વામિને એક માણસે કહ્યું કે મહારાજ આપ તો ઋષિ છો. સ્વામિયે જવાબ વાળ્યો કે તમે ખરેખર માનજો કે જો હું કણાદ ઋષિના સમયમાં હોત તો હું મુર્ખોમાં અને ગાડાઓમાં પણ કવચિત જ ગણવામાં આવતે. જે મહાપુરુષે વેદોના સૂર્યને મૂર્તિપૂજા, વામમાર્ગ, સાંપ્રદાયિક ગપોડાઓના અંધકારમાંથી છોડાવ્યો અને ભરતખંડમાં તથા આખી પૃથ્વીમાં વૈદિક ચેલેંજ ફેરવ્યું કે કોઇ મત વેદોના સત્યની બરાબરી કરી શકતો નથી તે પોતાની આવા શબ્દોમાં પ્રશંસા કરે એ શું તેમનું મહત્વ નથી. સૃષ્ટિની વિરુદ્ધ વાતો અને કરામાતોના દાવા કરનારાઓ પાખંડ અને કપટથી લોકોને શિષ્યો બનાવી માન અને નામ મેલવવાની ઇચ્છા કરે છે તેઓ ખરેખર નાટક કરનારાઓ છે. જેમ સ્ટેજની સીનેરી, રંગબેરંગી પરદાઓ, એકટરોનો જરીનો પોશાક, તેઓનું મધુર ગાયન જોનારાઓના દીલમાં મ્હોટી અસર ઉત્પન્ન કરે છે તેવી જ રીતે કરામાતો અને આશ્ચર્ય દેખાડનારાઓ ભોળા લોકોને ઠગે છે. દયાનંદે પ્રતિષ્ઠા મેળવવાને આવું કોઇ પણ જાતનું પાખંડ ઉભું કર્યું નથી. અધર્મ અને અજ્ઞાનરૂપી મૂર્ચ્છામાંથી લોકોને વેદરૂપી ઔષધ પાઇને જાગ્રત કીધા. જેઓ આવું અમૃત પાન ન કરી મૂર્તિપૂજા વગેરે અવિદ્યાની મદિરા પી. તે જ મૂર્ચ્છામાં રહેવાને પસંદ કરે છે તેઓ ખરેખરા દુર્ભાગી છે. તેમાં મહર્ષિનો શો વાંક?

સૂર્યના પ્રકાશમાં દિવસમાં પણ ઘુવડની આંખો જોઇ નહી શકે તો તેમાં સૂર્યનો શો દોષ.

હવે આપણે નિરપક્ષપણે જોઇએ કે સ્વામિ દયાનંદે આખી ઉમ્મર શા કાર્ય માટે અથાગ મ્હેનત કીધી હતી. શું તેઓને એક નવીન સંપ્રદાય સ્થાપન કરવાની ઇચ્છા હતી? શું તેઓ પણ પોતાની ગાદી કાયમ કરવા ચાહતા હતા? શું તેઓ ધન, માન અને નામનાને ઇચ્છનારા હતા? તેઓના આખા જીવન વૃત્તાંતથી જણાય છે કે તેઓમાં લેશ પણ લોભ, ઇર્ષ્યા, દ્વેષ વગેરે દુર્ગુણો નહી હતાં, વેદ ધર્મનો પ્રચાર કરવો, દેશમાં મતમતાંતરોથી જે અંધકાર વ્યાપિ ગયો હતો અને જેથી આર્યાવર્તની સ્થિતિ અધમ થઇ ગઇ હતી તેને દૂર કરવા, લોકોમાં દેશાભિમાન, લાગણી અને ધર્મ પ્રત્યે ખ

ખરી પ્રીતિ ઉત્પન્ન કરવી એ તેમનું મુખ્ય કર્તવ્ય હતું, વેદનું જ્ઞાન ઢંકાઇ જવાથી જે જાતના વ્હેમો અને કુરીતિઓએ હિંદુ સોસાઇટીને આખી દુની-આમાં મુર્ખતાનો દાખલો બનાવી દીધો હતો અને જેને લીધે અફગાની-સ્તાનના અર્ધ જંગલી રહેવાસીઓ પણ આ દેશના લોકોને બુતપરસ્ત અને કાફર કહેતા હતા તેવી કુચાલોનો નાશ કરી વેદરૂપી સત્યનો પ્રકાશ કરી સુધરેલી પ્રજાઓમાં દેખાડી દેવું કે આર્ય ઉન્નતિ કેવી ઉત્તમ અને આર્ય સિદ્ધાંતો કેવા સાચા હતા. એજ તેમનું કર્તવ્ય હતું. મ્હોટા મ્હોટા મહા-રાજો અને કૃષ્ણાવતારી ગુરૂઓ થયા જેઓએ કરોડો રુપયા લોકોને ઠગી ભેગા કીધા પણ કોઇને ગૌની રક્ષા, વૈદિક કોલેજો અને પાઠશાળાઓ, કન્યા વિદ્યાલયો, ગુરુ કુલો એટલે પ્રાચીન સમય જેવી નીશાળો જ્યાં છોકરાઓ ખરા બ્રહ્મચારી રહી વિદ્યા પ્રાપ્ત કરે, સ્થાપવા વિષે વિચારો નહી થયા થાય કયાંથી. મૂર્તિપૂજા કરી લોકોના નાણા પોતાની મજાહમાં ખરચવાં અને લોકોને ખોટે માર્ગે દોરવું એજ જેનો ઉદ્દેશ્ય હોય તેને એવા ધર્માભિમાની અને દેશ સુધારવાના વિચારો થાયજ કયાંથી, સ્વામિ દયાનંદના મનની પૂરે પૂરી ઇચ્છા હતી કે દેશ ખરો ધર્મ શું છે તે સારી પેઠે સમજે કે જેથી દરિદ્રતાથી મુક્ત થાય.

(૧) "વેદ અને વેદાંગ શાસ્ત્રોનો પ્રચાર કરવો જેથી લોકો તેઓનો અભ્યાસ કરે, બીજાઓને શીખવે, સમઝાવે અને છપાવીને પ્રસિદ્ધ કરે.

(૨) વૈદિક ધર્મના ઉપદેશ અને શિક્ષણ માટે ઉપદેશક મંડલીઓ સ્થાપી દેશ પરદેશમાં ઉપદેશકો મોકલવા કે જેથી લોકો સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરે.

(૩) આર્યાવર્તના ગરીબ અને માબાપ વગરના વિદ્યાર્થીઓને વિદ્યા શિખાડવી. આર્યાવર્તને આ સમયમાં ચારે તરફથી અવિદ્યા અને અધર્મે ઘેરી લીધું છે. મૂર્તિપૂજા, મનુષ્ય પૂજા, સ્ત્રી જમીન અને ધન વિષે મારા-મારી, ધનનો લોભ આવા દુષ્ટ પાપોના ખાડામાં કરોડો મનુષ્યો પડે છે અને લાખો સાચો માર્ગ બતાવનારાઓ ન હોવાથી પડવા તૈયાર છે. અફ-શોષ મારા પ્રિય દેશનિવાસીઓ તમો ગૌતમ વશિષ્ઠ, કણાદ અને વિશ્વા-મિત્રના ગૌત્રવાળાઓ છો વેદરૂપી સૂર્ય અવિદ્યાના વાદળાંઓથી ઢંકાઇ ગયો છે. તમારા થોડાજ પુરુષાર્થથી આ વાદળાંઓ છિન્ન ભિન્ન થઇ શકે એમ છે. આ અવિદ્યાનો અંધકાર નાશ પામે છે ત્યારે તમો શું આ મહાન્

કાર્યમાં મદત નહી કરશો. પ્રાચીન આર્ય તમારા વડવાઓ દાન આપવા માટે પ્રખ્યાત હતા. ત્યારે તમો શું દેશના ઉદ્ધાર માટે થોડો પુરુષાર્થ કરવાને આનાકાની કરશો! હે પરમાત્મા સર્વ શક્તિમાન્ ઇશ્વર અમોને આવી બુદ્ધિ આપ કે અમારાં કાર્ય સફળ થાય અને ભવિષ્યની પ્રજા અમોને યાદ કરી દુઃખના સમયે દૃઢ કેમ રહેવું તે શીખે અને અમોને આર્શીવાદ આપે" ઓમ્. શમ્.

ઉપલાં વચનો સ્વામિજીનાં છે શું કોઇ સંપ્રદાયનાગુરુએ આથી અર્ધો અથવા પા પણ પુરુષાર્થ કરવાની કોશેશ કીધી છે. અહો આર્યાવર્તના કેવા હતભાગ્ય કે ગુરુઓ અને ઇશ્વરને માર્ગે લેઇ જનારાઓ અધમ પશુના ગુણો ધરાવનારા નિવડયા. મનુષ્યોને બુદ્ધિને કોરે મુકી સૃષ્ટિનિયમ વિરુદ્ધ વાતો મનાવી એવા મુર્ખ બનાવી દીધા કે તે પોતાના લાભ અને નુકસાનને પણ સમઝવાને અશક્ત થઇ ગયા. જે કોઇ ખરે માર્ગે દોરાવવાને તત્પર થયા તેઓને નાસ્તિક અને મ્લેચ્છ બનાવી દીધા. અત્યાચારની ફાંસથી એવી તો મજબૂત રીતે પ્રજાને બાંધી કે ખાવા, પીવા, સ્નાન વગેરેના વૈદક અને આરોગ્યતાના નિયમોને અતિ સખ્ત બનાવી વેદ અને શાસ્ત્રોના પ્રમાણો જેવા લોકોમાં ફેલાવી દીધા. બ્રાહ્મણ બ્રાહ્મણનું નહી ખાય આ તે કેવી જાતની ધર્મની ફીલોસોફી અથવા ઉત્તમતા, વેદોને ભણવા અને ભણાવવા, યજન કરવું અને કરાવવું એને બદલે બ્રાહ્મણો મુર્ખ શુદ્ર જેવા બની ભીખ માંગવા અથવા પાણી ભરવા અને રસોઇ કરવા લાગ્યા. અકબર બાદશાહે બીરબલને પુછ્યું કે 'એક મેં દેખા એસા નર પીર બબરચી ભીસ્તી ખર,' અર્થાત્ મેં એવો માણુસ જોયો જે ગુરુ પણ છે, રસોઇઓ પણ છે, પાણી પણ ભરનાર છે અને ગધેડો પણ છે." બીરબલે તરત જ એક બ્રાહ્મણને લાવીને ઉભો કીધો ને કહ્યું કે 'બાદશાહ સલામત આ તે માણુસ છે, વાહ બ્રાહ્મણને માટે કેવું ઉત્તમ સરટીફીકેટ આવા બ્રાહ્મણો કે જેઓ પોતે મુર્ખ હોઇ બીજાઓને મૂર્તિપૂજા, મનુષ્યપૂજા, વૃક્ષપૂજા તથા ભગ અને લિંગપૂજા કરાવી ઘોર અંધકારમાં નાખે છે તેઓ પોતાને સાક્ષાત્ ઇશ્વરાવતાર મનાવવાને પણ અચકાતા નથી. "ब्रह्मवाक्यं जनार्दनः" બ્રાહ્મણનું વાકય તે ઇશ્વરનું જ વાકય કહી મુર્ખ લોકોને બીવડાવે છે. તેઓની મુખ્ય મતલબ પ્રજાને કેવળ અંધકારમાં રાખવાની છે જેથી તેઓની પ્રતિષ્ઠામાં કોઇ રીતે ધકો પ્હોંચે નહી. કેવા શોકની વાત છે કે આર્યાવર્તના શ્રેષ્ઠ વર્ણોયે પોતાના ફાયદા સારુ પ્રજાને મુર્ખ બનાવી કેળવણીને બંધ કરી દેશમાંથી ધર્મનું

સ્વદેશાભિમાન અને એક બીજા પ્રત્યેની પ્રીતિ વગેરે ઉત્તમ ગુણોનો નાશ કરી દીધો અને અન્યદેશના લોકોને રાજ ખુંચવી લેવાની તક આપી. આપણે જાપાનનો દાખલો રજુ કરીયે જ્યારે ત્યાંના સત્તાધિકારીઓયે જોયું કે સમય એવો આવ્યો છે કે જો દેશમાં કેળવણીનો પ્રચાર કરી દેશને બચાવવાના સાધનો એકઠાં કરવામાં નહી આવશે તો થોડા જ વખતમાં યૂરોપના કોઇ પણ લોભી રાજ્યના સપાટામાં આવી જઇ પોતાની સ્વતંત્રતા ખોઇ બેશસું. આ વિચાર આવવાથીજ ત્યાંના ક્ષત્રિય કુલના મ્હોટા મ્હોટા ઉમરાઓ જેઓમાંનો દરેક પોતાના પ્રાંતમાં રાજ્ય કરતો હતો તેમણે પોતાનું રાજ્ય અને મ્હોટી મ્હોટી આવકો રાજીખુશીથી શાનશાહને આપી દીધી. અને રાજ્યમાં એકતા સ્થાપી દેશદેશાંતરોમાં વિદ્યા પ્રાપ્ત કરવા નીકળી પડયા. જાપાંનનો મુખ્ય રાજદ્વારી મહાન નર મારકવીસ ઇટો જેને જર્મનીના બીસ્માર્કથી સરખાવવામાં આવે છે તે નૌકા સૈન્યની કેળવણી લેવા એક સાધારણ ખલાસી પેઠે અંગ્રેજી વહાણમાં નોકર રહ્યો. જ્યારે તે ઇંગ્લાંડ પ્હોંચ્યો ત્યારે તેની પાસે એક બીસ્કેટ શિવાય કાંઇ પણ ખાવાની સામગ્રી નહોતી પણ દૃઢ મનથી અથાગ મ્હેનત કરી વિદ્યા સંપાદન કીધી. રશીયાના રાજા ઝાર પીટર ધ ગ્રેટે પોતાના દેશને સુધારવા સારૂ પોતે એક મજુર બની નૌકા બનાવવાનું કામ શીખ્યું. આ મહાત્માઓ પોતાના દેશની પ્રીતિને લીધે પોતાના જીવને તુચ્છ ગણતા હતા. ભરતખંડમાં બ્રાહ્મણોયે વિદ્યા છુપાવી પોતે ખરાબ થઇ બીજાઓને પણ અધમસ્થિતિમાં લાવી દીધા. અમારા શિવાય કોઇને વેદ અને શાસ્ત્રનું પઠન પાઠન કરવાનો અધિકાર નથી આવા હુકમથી તેઓએ દેશનું શત્યાનાશ વાળી દીધું. દયાનંદ એક ખરેખરો દેશ અને પ્રજા પ્રત્યે પ્રીતિ રાખનારો પુરુષ હતો. તેણે પ્રજાને દુખી નિદ્રામાંથી જાગૃત કીધી અને વેદાભ્યાસ, સત્યધર્મ, દેશોન્નતિ, ગૌરક્ષા, વિદ્યાનો પ્રચાર, સ્ત્રીઓની સ્થિતિમાં સુધારો પતિત થયેલાઓને પાછા સુદ્ધ કરી આર્ય બનાવવા આવાં આવાં જે કાર્યો તેમણે કીધાં તેથી અન્યદેશોમાં પણ તેની કીર્તિ ફેલાઇ ગઇ અને મ્હોટા મ્હોટા પાશ્ચાત્ય વિદ્વાનો પણ તેને ધન્યવાદ દેવા લાગ્યા. શું કોઇ પણ સંપ્રદાયવાળાઓ પોતાના ગુરુના કાર્યોની કદર અન્ય ધર્મવાળાઓએ કીધી હોય એવું બતાવી શકશે. અને તે ધર્મવાળાઓ પણ કોણ ? કોઇ હિંદુસ્તાનનો વતની નહી પણ યૂરોપ અને અમેરીકાના વિદ્વાન્ પુરુષો જેઓએ પોતાના નામો વિદ્યાભ્યાસથી અમર કીધાં છે. પ્રખ્યાત સંસ્કૃત વિદ્વાન્ પ્રો. મોનયર વિલ્યમસ ... મેકસમૂલરે સ્વામિ દયાનંદના ઘણાં જ વખાણ કીધાં અને તેઓની

સ્વદેશ ભક્તિને માટે તેઓને માનથી જોયા. અમેરીકાનો એક મહાપુરુષ અને પ્રખ્યાત વક્તા એન્ડરુ જેકસન ડેવીસ તેમના વિષે શું વિચાર ધરાવતો હતો તે અમે નીચે ટાંકી બતાવીએ છીએ.

'હું એક અગ્નિને જોઉં છું જે આખી પૃથ્વીમાં ફેલાયલો છે અર્થાત્ પ્રીતિનો આ અગ્નિ છે જે દરેક વસ્તુને બાળીને સાફ કરે છે, અમેરીકાના પ્રેરીઝ મેદાનો, આફ્રીકાના મ્હોટા વિસ્તારવાળા દેશો, એશીયાના ઉંચા ઉંચા પર્વતો અને યૂરોપના બળવાન્ રાજ્યોપર આ અગ્નિના જોરથી બળતા ભડકાઓ દેખાય છે. આ અગ્નિ એક અતિ અધોગતી પામેલી જગ્યાથી ઉત્પન્ન થયેલો છે. મનુષ્યે પોતાના ફાયદા સારૂ એને બાળ્યો છે. આખા જગતમાં માત્ર મનુષ્ય જ એવું પ્રાણી છે જે આ અગ્નિને બાળી તેને રાખી શકે છે. બધા પ્રાણીઓમાં મનુષ્યને જ એવી પણ બુદ્ધિ છે કે નરકના અગ્નિનો ભડકો જગતમાં લાવી શકે, પરમહંસોની પેઠે નરક જેવી અંધકાર જગ્યાઓને પ્રીતિ, વિદ્યા અને ઇશ્વર જ્ઞાનના અગ્નિથી પ્રકાશમાન કરવામાં પણ મનુષ્ય જ પ્રથમ છે. આ એ હદ અગ્નિ જે રાજ્યો, દેશો અને સૃષ્ટિની બધી ખરાબીઓને પીગલાવી નાંખશે તેને જોઇને હું અત્યંત પ્રસન્ન થયો છું. 'આ અગ્નિ શુદ્ધ પ્રાચીન સનાતન આર્ય ધર્મનો અગ્નિ છે. જેને એક ભઠીમાં રાખવામાં આવેલ છે, જેનું નામ આર્યસમાજ છે. આ અગ્નિ ભારતવર્ષના એક પરમ યોગી સ્વામિ દયાનંદ સરસ્વતિના હૃદયમાં પ્રકાશમાન થયો છે. હિંદુઓ અને મુસલમાનો આ અગ્નિને ઓલવવા સારૂ ચોતરફથી જલદી દોડયા પણ આ અગ્નિ એવો તો ઝડપથી વધતો ગયો કે તેવી ઝડપનો ખ્યાલ તેને બાળનાર દયાનંદને પણ નહી હતો. ક્રીશ્ચનો કે જેઓના દેવલ અને ચર્ચ વગેરેનો અગ્નિ પણ પૂર્વ દેશમાંથી લાવવામાં આવ્યો હતો, હિંદુઓ અને મુસલમાનોની સાથે આ અગ્નિ ઓલવવામાં તત્પર થયા પણ આ આકાશી અગ્નિ વધારે પ્રકાશ્યો અને વધી ગયો. બધા દોષોનો જથ્થો આ અગ્નિમાં બળીને ભસ્મ થઇ જશે અને રોગની જગ્યાએ આરોગ્ય, મૂર્તિને બદલે ઇશ્વર, પાખંડને બદલે સિદ્ધાંત, પાપને બદલે પુણ્ય, અવિદ્યાને ઠેકાણે જ્ઞાન, ધિક્કારને બદલે પ્રીતિ, વેરને ઠેકાણે સમતોલપણું, નરકના સ્થાનમાં સ્વર્ગ, દુ:ખને ઠેકાણે સુખ અને ભૂતપ્રેતોને ઠેકાણે સર્વ વ્યાપક નિરાકાર ઇશ્વરનું રાજ્ય થશે. હું આ અગ્નિની સ્તુતિ કરું છું જ્યારે આ અગ્નિ સુંદર પૃથ્વીમાં નવું જીવન આપશે ત્યારે સર્વ ઠેકાણે સુખ, પુણ્ય અને આનંદનો આરંભ થશે."

પ્રિય બંધુઓ ! મહર્ષિ દયાનંદ જે પારસ પાષાણ આપણા સારૂ અથાગ મહેનત અને શ્રમ વેઠી મુકી ગયા છે તેના ઉપયોગથી આપણા હૃદયના અંધકાર અને અવિદ્યારૂપી લોઢાને વેદરુપી સુવર્ણ બનાવી દેશને બળવાન્ ધનવાન્ અને ધર્મિષ્ઠ બનાવવામાં તમો તત્પર થશો. એવી અમારી ઇશ્વર પાસે પ્રાર્થના છે. હે પરમાત્મા ! અમારા આત્માને તારા તેજથી પ્રકાશમાન કર કે જેથી અમો પણ અમારા પ્રાચીન વડવાઓની સુખી અવસ્થાને પ્રાપ્ત કરીયે.

ॐ शान्तिः शान्तिः शान्तिः



તૈયાર થાય છે.

# સૃષ્ટિ ઉત્પતિ.

વૈદિક અને હાલના સાયન્સથી સૃષ્ટિની ઉત્પતિ ક્યારે થઇ તથા ટાલમડની સૃષ્ટિ ઉત્પતિ કેટલી વિરૂધ્ધ છે તેને ખુલે ખુલ્લું બતાવવામાં આવ્યું છે.

કીમત રૂ૦ ૦)=.

---

પંડિત ગુરુદત્ત એમ. એ. (લાહોર ડી. એ. વી. કાલેજના માજી પ્રોફેસર) ના ઇંગ્રેજી નિબંધોનું ગુજરાતી ભાષાંતર.

કીમત રૂ૦ ૧.

મેનેજર,

પ્યર એન્ડ લાઈટ

ટ્રેક્ટ સોસાયટી.